શ્રી

# કાવ્યવિલાસ

## પુસ્તક ૧ લું.




રચી

પ્રસિદ્ધ કરનાર

**ભગવાન શિવશંકર ભટ્ટ**

આસિસ્ટન્ટ શિક્ષક, મિશન હાઇ સ્કૂલ,

સુરત.





**સુરત:**

આઇરિશ મિશન પ્રેસમાં છપાયું.

**આશ્વિન સંવત્ ૧૯૬૨—અક્ટોબર સને ૧૯૦૬.**




**કીંમત પાંચ આના.**

# પ્રસ્તાવના.

---

## દોહરા.

કાવ્યપ્રદેશે વિલસવા, ઉપજે ઉર અભિલાષ;
યોગ્ય સંધિ આવી મળે, પ્રગટે કાવ્યવિલાસ.
પૂર્ણ પ્રભુ ને પ્રભુકૃતિ, અપૂર્ણ જનકૃતિ સર્વ;
જગમાં જે માન્યજ છતે, મિથ્યા તેનો ગર્વ.
તોપણ કંઇ ઉદ્દેશથી, કાર્ય કરે સહુ કોય;
રૂચિકર થાય રસજ્ઞને, સાર્થક તે શ્રમ હોય.—

---

આવા એક કાવ્યગ્રંથને પ્રસ્તાવનાનું ઘણું અગત્ય નહિ, તથાપિ એના ઉદ્ભવ વિષે કંઇક પ્રસ્તાવનાના રૂપમાં કહેવામાં આવે તો તે અનુચિત તો ન કહેવાય.

મૂળથી કવિતાપ્રતિ રૂચિ હોવાને લીધે—કવિ શ્રી નર્મદાશંકર લાલશંકરના મરણ સમયે, તેમની સાથેના કંઇક સંબંધાનુસાર, તેમના મરણની લાગણી થઇ આવવાથી, પ્રથમ એક લલિતવૃત્ત સહજ લખાયું. તે થતાં પિંગળ તરફ દૃષ્ટિ ગઇ અને તેનું અવલોકન થયું. પછીથી સામાન્ય વ્યવહારી વિષયો પર પ્રસંગોપાત્ત કંઇ કંઇ કાવ્યકૃતિઓ થઇ માસિકપત્રોમાં જતી થઇ. વળી ભાગવત, રામાયણ વગેરે કાવ્યગ્રંથો વાંચતાં, તેમાંના કોઇ પ્રસંગોપર પણ કાવ્યરચના થઇ. આમાં કહિં કહિં ઋતુઓના કોઇ કોઇ દેખાવોનાં વર્ણનનો ભાસ થતાં, વરસ ત્રણચારેકની વાતપર, એક 'ઋતુવર્ણન' લખાવું શરૂ થયું.

આ દરમ્યાન મહારાજાધિરાજ કૈસરેહિન્દ એડવર્ડ ૭ માનું 'રાજ્યાભિષેકગીત' વાંચતાં, અને 'ગ્રાફિક' નામના એક અંગ્રેજી ચોપાનિયામાં તેમનું જન્મવૃત્તાન્ત અવલોકન થતાં—તેમનું પૂર્વવૃત્તાન્ત તેમજ ચાલતા રાજ્યાભિષેક પ્રસંગની ધામધુમ લક્ષમાં હોવાથી, એક નાનું સરખું પુસ્તક થાય એટલું કાવ્ય, તે સંબંધી રચાયું. આ નિરર્થક રખડી ન જાય એ વિચારે યોગ્ય મદદથી છપાઇ, 'મિ. એ. ડી. બ્રાઉન, આઇ. સી. એસ.—ઍક્ટિન્ગ કલેક્ટર અને પોલિટિકલ એજન્ટ, સુરત,' એઉ સાહેબની પરવાનગીથી સુરતમાં મળેલા 'કોરોનેશન દરબાર'માં સર્વ મંડળમાં વહેંચાયું.

પશ્ચાત્, પૂર્વે શરૂ થયલું 'ઋતુવર્ણન' સંપૂર્ણ થતાં, સહજ સ્ફુરણા થઇ કે વર્તમાન રાજ્યકર્ત્તાનું 'પૂર્વવૃત્તાન્ત અને રાજ્યાભિષેક મહોત્સવપર્વ' તેમજ 'ઋતુવર્ણન' જેવું વર્ણનરૂપ કાવ્ય, શાળાઓમાં શિખવાય વંચાય તો વિદ્યાર્થી તેમજ શિક્ષકવર્ગને, નવા વિષય હોવાને લીધે, કંઇક વિશેષ રૂચિકર ને આનંદદાયક થઇ પડે ખરાં.

ઉપર કહેલે ઉદ્દેશે —આ લઘુ ગ્રંથ પ્રસિદ્ધ થઇ 'કાવ્યવિલાસ–પુસ્તક ૧ લું'—એવું નામ ધારણ કરી વિદ્વાન્વર્ગની સેવામાં અનુગ્રહને માટે વિચરે છે. શાળોપયોગી થવાને યોગ્ય ગણાવું એ—આ ગ્રંથ પોતે જેવી છાપ પાડે તેના પર રહેલું છે. અમુક અંશે સાક્ષરમંડળમાં માન્ય થયે, ઉદ્દેશ સાર્થક છે, અને કર્ત્તા કૃતકૃત્ય છે.

લેખનશુદ્ધિ વગેરે—ગુજરાતી શબ્દોની જોડણી—ઉચ્ચાર પ્રમાણે, કેળવણી ખાતાના કેટલાક નિયમો તથા નર્મકોષને અનુસરતી રાખી છે; તેમજ શુદ્ધ સંસ્કૃત શબ્દોની મૂળ જોડણીજ રહે એમ લક્ષ રાખ્યું છે. અને તેમ થતાં કાવ્યરચનાની સુગમતાને માટે જરૂર પડે ત્યાં સર્વમાન્ય લઘુ ગુરૂ ચિહ્નનો ઉપયોગ લીધો છે.

હકારને માટે—'લહાવા, બહોળાં, કહેવું' અને એવા શબ્દોમાં—કાવ્યસરળતાને માટે, જ્યાં હકાર પાછો મૂળમાં ભેળી બોલાય ત્યાં તેનો લોપ બતાવવાને—કવિતામાં ચાલતા નિયમ પ્રમાણે, તેમની ઉપરના કાનો, માત્રા વગેરે, પૂર્વે વ્યંજનની સાથે જોડી, તેના ઉપર (') આવું લોપચિહ્ન રાખ્યું છે.

શુદ્ધોચ્ચારની ખાતર—શુદ્ધ સંસ્કૃત શબ્દોમાં 'અ' (જેના ઉપરના અનુસ્વારનો ઉચ્ચાર, સ્વાભાવિક, પાછળના વ્યંજનના સ્થાનના અનુનાસિક જેવો થાય છે તે) સિવાયના સ્વર—એટલે—આ-ઇ-ઉ વગેરેની ઉપર અનુસ્વાર ન લખતાં, ઘણે ભાગે તેને, પછીના વ્યંજનની સાથે—સંસ્કૃતના નિયમ પ્રમાણે—તેના અનુનાસિક રૂપમાં, જોડેલો રાખ્યો છે. (આવા હેતુથી કે—'કાન્ત, ઇન્દુ, કુણ્ડ' વગેરે શબ્દોને અનુસ્વાર વાપરી લખતાં, ઉધરતા વિદ્યાર્થી અને પરદેશીઓ, 'કાંતવું, ઇંડું, કુંડું' આવા ગુજરાતી શબ્દોમાં જે અનુસ્વારનો સામાન્ય પ્રાકૃત ઉચ્ચાર થાય છે તેવા ઉચ્ચારથી વાંચે છે, તેમ ન વંચાય).

પ્રત્યેક પાનાની નીચે, ટિપ્પણ કરી, અંક પ્રમાણે, મચડેલા અને અસાધારણ શબ્દોના મૂળરૂપ, અર્થ વગેરે આપ્યું છે. અઘરા શબ્દોની વ્યુત્પત્તિ, અર્થ–સમજુતી, પદચ્છેદસૂચના, સમાસ, અલંકાર વગેરે વિશેષ બાબતો જુદી રાખી છે.

શિક્ષણવ્યવસ્થા—પ્રથમ વિલાસમાં, વર્તમાન રાજ્યકર્ત્તા 'મહારાજાધિરાજ કૈસરેહિન્દ એડવર્ડ ૭ માનો હિન્દરાજ્યાભિષેક મહોત્સવપર્વ' છે, તે એન્ગ્લો-વર્નાક્યુલર ત્રીજા, તેમજ ચોથા ધોરણમાં—જ્યાં વર્ષોના વર્ષ થયાં 'પદ્માવતિની વાર્ત્તા,' કે વખતે 'હુન્નરખાનની ચઢાઇ' અને 'સામળભટના છપ્પા' એજ શિખવવામાં આવે છે તેને બદલે—વધારે નહિ તો તેટલીજ ફતેહથી શિખવી શકાય. દ્વિતીય વિલાસમાં—'ઋતુવર્ણન' છે. એમાંથી હાલની રૂચિ પ્રમાણે વિદ્યાર્થીઓનું સૃષ્ટિસૌન્દર્ય તરફ પણ જરા વળણ થાય, અને વર્ણનરૂપ હોવાને લીધે, ઉપલા ધોરણોને માટે છૂટાછૂટા સંબંધ વગરના કટકાઓ વાંચ્યા શિખ્યા કરતાં, એ કંઇ ઓછું અનુકૂળ અને લાભદાયક ન થઇ પડે. કોઇ પણ ગદ્યપદ્ય ગ્રંથને અમુક અંશે રૂચિકર અને આનંદદાયક કરવો એ શિક્ષકવર્ગના વિવેક ને શિક્ષણ ઉપર આધાર રાખે છે, એટલે તે સંબંધે વિશેષ સૂચનાની જરૂર નથી.

## ગીતિ.

—કાવ્યવિલાસી જન સૌ, કાવ્યવિલાસે વિવેક વાવરશો,
કાવ્યકણિકા લઘુ આ, ધારી કર, કૃતકૃત્ય કવિ કરશો.

---

કવિપદરજ.
**ભ. શિ. ભટ્ટ.**

## શ્રી

# કાવ્યવિલાસ.

## ઈશ્વરપ્રાર્થના.

### ગીતિ.

વિશ્વેશ્વર વિભુ તુંમાં, થઇ વિશ્વાસી વિલંબ કાં રાખું;
વર દે વરદાતા તું, કાવ્યવિલાસે વિમળ વાણી ભાખું. ૧

### ભુજંગી.

અહો ! આદિ તું ઈશ્વરા[1] એક દિસે,
ત્રિગુણાત્મ તું રૂપ ત્રિ ભિન્ન મિષે;
નથી એહ મિષે જુદી વસ્તુ એ તું,
સ્વયંભુ સ્વત: આદિ છે દેવ રે તું. ૧
લઈ ભાવ તારો ભજે જેહ[2] જેને,
તદા તેહ[3] રૂપે તું છે એક તેને;
લહે બુદ્ધિ[4] ટૂંકી જુદાં રૂપ એ તું,
સ્વયંભુ સ્વત: આદિ છે દેવ રે તું. ૨
સદાકાળ દેશે બધે એક તું છે,
જુદાં નામ સંજ્ઞા અનુસાર[5] જુદે;

---

૧. ઈશ્વર (સંબોધન.) ૨. જે. ૩. તે. ૪. ટૂંકી બુદ્ધિ=ટૂંકી બુદ્ધિવાળા માણસો. ૫. જુદે અનુસારે=જુદાં જુદાં કારણે કરીને.

અરે ભેદ એથી શું છે વસ્તુ બે તું ?
સ્વયંભુ સ્વતઃ આદિ છે દેવ રે તું. ૩
રહ્યા એક રૂપે વસી સર્વ ઉરે,
તથાપિ અહંભાવ જ્યાંત્યાંજ સ્ફૂરે;
નહીં કોઇને કોઇ લેખે, હશે શું!
સ્વયંભુ સ્વતઃ આદિ છે દેવ રે તું. ૪
રૂડી 'આત્મવત્સર્વભૂતેષુ'[1] હેતુ,
દ્વિધાભાવથી હવે તે થાય છે શું ?
બન્ધુ યાચતો ટાળ એ ભાવ 'હું તું',
સ્વયંભુ સ્વતઃ આદિ છે દેવ રે તું. ૫

## શાર્દૂલવિક્રીડિત.

આ બ્રહ્માણ્ડતણી અગાધ રચના દિસે અતિ ગૂઢ જે,
યોજે જેહ વિચાર,[2] વિસ્મિત થઈ રે'છે[3] બની મૂઢ તે;
આ અદ્દભુત અગમ્ય તંત્ર રચવા સત્તા નહીં અન્યને,
એવો એક અનંત શક્તિપતિ તે સાચે સદા વંદ્ય છે. ૧
વંદું દેવ મહેશ વ્યાપક પ્રભુ જ્યાં જોઉં ત્યાં તુંજ છે,
તારી શક્તિ અપાર પાર નહિ કો પામે મહા યોગી જે;
કાર્યો સર્વ વિષે સહાયભૂત તું દિસેજ જ્યાં ત્યાં યથા,
ભાવી કાવ્યવિલાસ રંક શિશુનું સુધારજે સર્વથા. ૨

---

૧ આખી સૃષ્ટિને વિષે પોતાપણાનો ભાવ રાખવો તે—જેવો હું તેવાંજ બધાં. ૨. વિચાર યોજે=વિચારમાં ગુંથાય. ૩. રહેછે.

# प्रथम विलास.

## હિન્દમહારાજા શ્રી એડવર્ડ ૭ મા
## નું
## હિન્દરાજ્યાભિષેક-મહોત્સવપર્વ.

### अभिषेकमुहूर्त.

### દોહરા.

આજ દિવસ આનંદનો, પૌષ્ટિક પોષજ માસ;
મંગળકારી સ્થાનમાં, ધનરાશી[1] રવિવાસ. ૧
સામાન્યે તૃતીયા તિથિ, મંગળ મુહૂર્ત મનાય;
સર્વારંભે શ્રેષ્ઠમાં, ગુરૂ એ વાર ગણાય. ૨
વરસ વડું વિક્રમતણું, ઓગણી ઓગણસાઠ;
એકીએ આવ્યું દિસે, સુખદ સહજ તે માટ. ૩
અંગ્રેજી ગણના વિષે, ઇસવીસન એ રીત;
ઓગણીસેં ત્રણ ઓપતું, એકી આવ્યું અમિત. ૪
જાન્યુઆરી જગ જાણિતો, પે'લો[2] માસ પ્રમાણ;
વર્ષ ઇસુનું બેસતાં, પ્રથમ દિવસ શુભ જાણ. ૫
દિવ્ય તખ્ત દિલ્લીતણે, સૂર ઉગમતે આજ;
વિધિ[3] અભિષેકતણો સજે, હિન્દપતિ મહારાજ. ૬

---

૧. ધનરાશીમાં સૂર્યનોવાસ-સ્થિતિ-સ્થાન. ૨. પે'લો=પહેલો.
૩. અભિષેકનો વિધિ=ગાદી ઉપર બેસવાની શાસ્ત્રોક્ત ક્રિયા.

સૃષ્ટ વસ્તુ શોભી રહી, દિવ્ય દિસે દિગંત;[1]
ઉઠયા જન આળસ તજી, પ્રેમપૂર ઝીલંત.[2] ૭

અવનિવિષે આ લોકમાં, વેગે ચાલી વાત;
હિન્દપ્રજા પ્રેમી બની, રાજ્યભક્તિ રળિયાત. ૮

આનંદાર્ણવ[3] ઉલટયો, હિન્દે હર્ષ ન માય;
વિધવિધ વિનયવિવેકથી, વફાદારી વર્ણાય. ૯

ડંકો વાગ્યો દેશમાં, વિજયવાદ્ય[4]સહ આજ;
સુખ સંપત્તિ સદા સજો, આર્યભૂમિ અધિરાજ. ૧૦

પ્રભુના પ્રેમપ્રસાદથી, પામો મહીતલ[5] માન;
સાર્વભોમપદ[6] ભોગવો, ભરતખંડ ભગવાન. ૧૧

## શુભ જન્મસમય.

### દોહરા.

ઇસુનું વર્ષ અઢારસેં, અને એકતાળીશ;
નિર્મળ માસ નવેમ્બરે, નરૂપમ નવમો દીસ.[7] ૧

પ્રાતઃ સમય વટી થતાં, કોમળ કાળ મધ્યાન;
બાર ક્રમી અગિયારમાં, અંગ્રેજી દિનમાન.[8] ૨

શુભ માંગલ્ય મુહૂર્ત તે, મંગળ રૂડો વાર;
જન્મ્યા રાજ્યશિરોમણી, વર્ત્યો જયજયકાર. ૩

બકિન્ગહામ પ્રાસાદ[9]ના, ભાગ્યતણો શો પાર;
એડવર્ડ જ્યાં અવતર્યા, આંગ્લજન[10]આધાર. ૪

---

૧. દિશાની હદ. ૨. ઝીલંત = ઝીલતા-પ્રેમના પૂરમાં ઝીલે છે. ૩. આનંદનો સાગર. ૪. ફતેહના નાદ-અવાજ સહિત. ૫. પૃથ્વીના તળમાં-પૃથ્વી ઉપર. ૬. રાજાધિરાજની પદવી. ૭. દીસ=દિવસ. ૮. દિવસના વખતના માપ પ્રમાણે. ૯. મહેલ. ૧૦. ઇન્ગ્લાન્ડના લોકોને આશ્રયરૂપ એવા.

## राज्याभिषेकसमारंभ.

### ભુજંગી.

ભૂમિ ખંડ આકાશ ભુવંન[1] જેમાં[1],
દિસે જીવ આત્મા સુહર્ષિત તેમાં[2];
ભલું ભાગ્ય જેનું દશો દિશ ગાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧

ધરા સર્વ સ્થાને સુધાન્યે ભરેલી,
દિસે સૃષ્ટિ સંતુષ્ટ સર્વે થએલી;
સુખાકારી શિશિરમાં શાન્તિ છાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨

રહ્યાં ડોલી સૌ વાટિકા કુન્જ વૃક્ષો,
જડે[3] રાજ્યભક્તિતણાં ચિન્હ લક્ષો;
નમે કર્ષણો તે ભર્યાં ધાન્ય તાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩

## महाराजाश्रीनुं पूर्व वृत्तान्त.

કહું ટૂંક વૃત્તાન્ત વાંચ્યું સુણ્યું તે,
જરા કૌતુકી[4] કાવ્યમાં લાગશે જે;

---

૧. ભુવંન=ભુવન. ૧ લી—ભૂમિખંડ=પૃથ્વિપરના ખંડો એટલે આ લોક, અને આકાશભુવન=ઉપરના લોકો, જેમાં—૨. જીવ અનેઆત્મા=મનુષ્યાદિ પ્રાણીમાત્ર સારી રીતે આનંદ પામેલાં છે—આ સામાન્ય દેખીતો અર્થ છે. તેમજ (અંકસંજ્ઞા પ્રમાણે)—૧. ભૂમિ=૧, ખંડ=૯, આકાસ = ૦, અને ભુવન = ૩ એટલે ૧૯૦૩ નું વર્ષ, જેમાં—૨.—જીવ=૧ (પહેલો મહિનો જાન્યુઆરી) અને આત્મા=૧ (પહેલી તારીખ) એ સારી રીતે હર્ષ પામેલાં દેખાય છે.

૩. જડે=જડમાં-જડ પદાર્થોમાં. ૪. કૌતુક જેવું-અજાયબજેવું.

તથાપિ હશે લક્ષ્મી કો જાણવા એ,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪

સુચિન્હો સજી ભૂમિમાં જન્મ લીધો,
પિતામાતનો કોડ સંપૂર્ણ કીધો;
ખરી સાવધાની તળે ઉછર્યા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫

કહો પુણ્યનો શો લહો[1] પાર એનો,
થયો રાજ્યકુળે જયી જન્મ જેનો;
ખિતાબો હકે[2] જન્મથી ધારતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૬

ખરૂં પુણ્ય શું આપ્તવર્ગે[3] જણાતું!
લહ્યો જન્મ વિક્ટોરિયા જેવી માતુ;
સુશિક્ષિત આલ્બર્ટ થૈ[3] છત્ર[4] છાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૭

વળી લેવું સુભાગ્ય એ શ્રેષ્ઠ માની,
અલૌકિક અર્ધાઙ્ગના રાજ્યરાણી;
વિનોદી, વિવેકી, વિલક્ષી સ્વકાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૮

ઘણા સ્તુત્ય ગુણો નહાની વયેથી,
ભવિષ્યે લહે પાત્રતા જંન[5] જેથી;
દીપે દિવ્ય એવા ગુણોએ ભર્યા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૯

---

૧. લહો=લેઓ-ગણો. ૨. હકે=રાજ્યકુળમાં જન્મ્યાના હકથી.
૩. થૈ=થઇ. ૩. સગાં સંબધીઓ. ૪. ઢાંકણુ-પિતા. ૫. જંન=
જન-માણસ.

કદી જીવ કોને કશું માઠું લાગે,
દિસે બાળચેષ્ટા વિષે સઘ ત્યાગે ;
ભલી ભાત ભૂખ્યાતણી ભૂખ ભાંજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૦

કદી દિલ મો'ટું[1] કરે કો કશામાં,
ખરો ઉર આનંદ ઉદારતામાં ;
નહીં કોથકી હારવું ધારણા જે,[2]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૧

પિતામાત ભાણ્ડુ વિષે સ્નેહ ધારે,
લઘુવેશમાં લાઘવી લક્ષ સારે ;[3]
અનુકારી ઇચ્છા વિષે ઓપતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૨

ધરે શીખવે[4] તીવ્રતા ઠીક તાજી,
ગુરૂ માતપિતા રહે જેમ રાજી ;
વિશેષે વ્ય'વારે[5] વિવેકી થતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૩

રૂડું જ્ઞાન ભાષાતણું પ્રાપ્ત કીધું,
યથેચ્છા કળાશાસ્ત્રનું સાર લીધું ;
બધી વાતમાં બુદ્ધિશાળી બન્યા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૪

ધરી યોગ્યતા અશ્વ આરૂઢવામાં,
શિકારે બન્યા શ્રેષ્ઠ નિશાનવામાં ;
દીપે દૈવી કો લશ્કરી ઠાઠમાં જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૫

---

૧. મો'ટું=મહોટું. ૨. ધારણા જે=જેની ધારણા. ૩. સારે લક્ષે=સઘળા લક્ષમાં. ૪. શીખવે=શીખવામાં. ૫. વ્ય'વાર=વ્યહવાર.

ફર્યા દેશદેશાન્તરે ધર્મ[1] ધારી,
ખરી માહિતી સર્વ વાતે વધારી;
પ્રજા-ઉન્નતિમાં થતી પુષ્ટિદા[2] જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૬

કર્યા પૂર્ણ પ્રેમે પ્રવાસો વિદેશે,
નવી[3] દુનિયાના અનેકો પ્રદેશે;
ઇસુભૂમિ[4]ને હિન્દ ભાવે ફર્યા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૭

ફર્યા હિન્દમાં યોગ્ય સ્થાને પધારી,
કરી રાજ્યસંસ્થાનની ભેટ[5] સારી;
ઉમંગી પ્રજા દેખી આનંદતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૮

રહે રક્ષપાળો ઝુમી ચો દિશાએ,
રથારૂઢ થૈ મધ્ય પોતે પળાએ;
નમે નેત્રનિમેષ સત્કાર કાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૧૯

બની રાજ્યરૂવેજ સત્તાધિકારી,
ગ્રહ્યાં માનપત્રો સહર્ષે સ્વીકારી;
નહીં લેશ દંભી દિલે દિસતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૦

સમે અલ્પ જીવોતણી ભેટ કીધી,
કૃપાપાત્ર કોની ભલી ભાળ લીધી;

૧. ધર્મ ધારી=પોતાની ફરજ ધારીને. ૨. પુષ્ટિ આપનારી-ઉત્તેજન આપનારી. ૩. નવી દુનિયા=અમેરિકા. ૪. પાલેસ્ટાઇન—જેરૂસલમ.. ૫. ભેટ કરી=મુલાકાત કીધી-મળ્યા.

ભજ્યા ક્યાંહિ દેશોન્નતિ શુભ કાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૧

યુવાનીતણો યોગ્ય નિયોગ[1] કીધો,
યથાશક્તિ સુકાર્યમાં ભાગ લીધો;
સદા શાન્તિદા શબ્દમાં બોલતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૨

પ્રજાલાગણીમાં પૂરૂં લક્ષ એનું,
જુઓ એક દૃષ્ટાન્ત હું ટાંકુ તેનું;
નકી[2] નીતિ એ નેક રાજ્યે નવાજે,[3]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૩

અભિષેકનો દિન ધાર્યો સ્વદેશે,
હઠા'વો[4] પડયો માંદગીને પ્રવેશે;
દિલોજાનની દર્શાવી શું દેશદાઝે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૪

પ્રજામાત્રને લાગતું એક એનું,[5]
નહીં નિજ નુકસાનમાં ચિત્ત જેનું;
ક્યમે[6] ભાવી નિર્મ્યું બને અન્યથા તે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૫

કદી દૈવી સિદ્ધાન્ત મિથ્યા ન થાએ,[7]
તથાપિ મુઝાયા ઘણું મંન[8]માંહે;
પ્રજામાફી માગ્યે નહીં લેશ લાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૬

---

૧. નિયોગ = ઉપયોગ. ૨. નકી=નક્કી. ૩. નવાજે = શોભે. ૪. હઠા'વો=હઠાવવો. ૫. એનું લાગતું=એમના માંદ વિષે લાગણી થતી. ૬. ક્યમે=કેમે-કોઇપણ પ્રકારે. ૭. થાય ૮. મન.

પ્રજાપ્રેમ પ્રત્યે પૂરૂં ધ્યાન જેનું,
તપો રાજ્યગાદીતણું પુણ્ય એનું;
વફાદારી વધાવવા વેળ આજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૭

હવો[1] હિન્દમાં હર્ષ પ્રત્યેક ઠામે,
પુરી શે'ર[2] કસ્બા અને ગામગામે;
વદે વા'લ[3]નાં વેણુ એકે અવાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૮

સમારી ગૃહોને રૂડાં રંગી દીધાં,
વિવિધાકૃતિ ચિત્રવિચિત્ર કીધાં;
બની રોશની ચંદ્રભા[4] જેથી લાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૨૯

દિસે દૂરથી દીપમાળો બની જે,
શકે[5] હોય શું હાર તારાતણી તે;
જઈ ષાંસ દૃષ્ટિ ડરે ઝાંખતાં જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૦

લચ્યાં તોરણો બારણે લે'કતાં[7] જે,
બહુ પુષ્પ ગાળે[6] ધર્યાં બે'કતાં[8] તે;
રચ્યાં છે કમાનો ભર્યાં પત્ર તાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૧

દિસે આંગણે સાથિયા કોક ધામે,
ચતુરાઇથી ચિત્તવૃત્તિ વિરામે;
પૂર્યા રંગ નાનાકૃતિ શોભતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૨

---

૧. હવો=થયો. ૨. શે'ર=શહેર. ૩. વા'લ=વહાલ. ૪. ચંદ્રની.
૫. શકે=જાણે કે. ૬. ગાળે=ગાળામાં. ૭. લહેકતાં. ૮. બહેકતાં.

કહું[1] બાળકોની બની ખેલ સારી,
કહું[1] ગાયકોનો મચ્યો ઠાઠ ભારી;
અળાપે લઈ તાન ઊંચે અવાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૩
અહીં હસ્તચાતુર્યના ખેલ ખાસા,
તહીં[2] ગોઠવ્યા તંત્રીઓએ[3] તમાશા;
પણે[4] મિષ્ટ વાદિત્રના વાદ્ય વાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૪
પ્રજા સર્વમાં પૂજ્યવૃત્તિ પ્રવેશી,
હિંડે ડોલતા મગ્ન થૈને સુવેશી;
મજે મા'જનો[5] મો'ટમો'ટા સમાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૫
મળી ચર્ચતા ચે'ન[6]માં સૌ સુખાળા,
વદે રાજ્ય બ્રિટિશની બોલબાલા;
બહુ ધન્યવાદોતણા ઘોષ ગાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૬
રચ્યા મંડપો ઓપતા અગ્રભાગે,[7]
સજ્યા રંગસાહિત્યથી રમ્ય લાગે;
ઉડે વાવટા ખૂબ નિશાન ઝાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૩૭
મળ્યા માનમેળાવડા[8] મુખ્ય ધામે,
ઠરે સર્વ શાળા[9] મળી એક ઠામે;

---

૧. કહું = કોઇ ઠેકાણે. ૨. તંત્રીઓ = તંત્રખેલ કરનારા-વાદીગરો. ૩. તહીં=ત્યાં. ૪. પણે=પેલી જગ્યાએ. ૫. મા'જનો=મહાજનો, ૬. ચે'નમાં=ચહેનમાં. ૭. આગલા ભાગમાં-ચોગાનમાં. ૮. માન-મેળાવડા=માન આપવાને મળેલા સમાજો. ૯. નિશાળો.

ધુમે અર્ભકો[1] હર્ષઘેલાં બન્યાં જો,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજો. ૩૮

ખરે ખેલ ખેલી ખુબીમાં જણાતાં,
મધુરે સ્વરે કાવ્યના છંદ ગાતાં;
મિઠાઇ મળે[2] મગ્ન કેવાં થતાં જો,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજો. ૩૯

અનાશ્રિત અર્થે રચી અન્નશાળા,
ધસે તેભણી દોડતા સૌ ભૂખાળા;
પળે તૃપ્ત થૈ પેટ પંપાળતા જો,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજો. ૪૦

ભર્યાં ખાસ દર્બાર[3] મો'ટાં સ્થળોમાં,
પ્રજાવર્ગ ને નામદારો મળે ત્યાં;
રૂડો રાજ્યરીતિ તણો રંગ રાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજો. ૪૧

પ્રમુખો મુખે રાજ્યશૈલી પ્રબોધે,
નવી આણ વર્તાવી આનંદ તો લે;
સુણે શાન્તિથી સર્વ ભેળા મળ્યા જો,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજો. ૪૨

રચ્યો રાત્રિએ કોક મેદાનમાં તો,
રૂડો દારૂખાનાતણો ઘાટ ખાસો;
દિસે લોક ઘેલા બન્યા દોડતા જો,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજો. ૪૩

કરી સુસવાટા ઉડે છે હવાઇ,
ફુટે કૈક ગોળા ઘણા રંગ માંહીં;

---

૧. બાળકો. ૨. મળે=મળ્યે-મળ્યાથી. ૩. દર્બાર=દરબાર.

ઘણો ગાજતો ઘોર ગેબી અવાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૪

નિમ્યા કાર્યકારી[1] વિવેકી જનો જે,
વ્યવસ્થા કરે ખાસ પ્રત્યેક સ્થાને ;
નહીં નિજ કર્ત્તવ્યમાં[2] ભૂલતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૫

જુઓ ચોકસી કેવી પ્રત્યેક કામે,
સભાસ્થાન દિસે રચ્યાં સર્વ ઠામે ;
રૂડી યોજનાઓ[3] રચી રાચતા જે.
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૬

પ્રમાણો[4] દઈ પ્રેક્ષકો ત્યાં પ્રવેશે,
સભામંડપે શોધી આસંન[5] બેસે ;
સસત્કાર[6] અન્યોન્ય આનંદતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૭

ફરે શસ્ત્રધારી ચહુમેર ફેરા,
દિસે દોડતા સ્વાર થૈને ઘણેરા ;
અધિકારી ઇલ્કાબથી[7] ઓપતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૮

કહીં ખાસ મેળાવડે સ્ત્રી મળે છે,
મૃદુ મિષ્ટ માધુર્ય મુખે વદે તે ;
સ્ત્રીવર્ગે સદાચાર સંબોધતાં[8] જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૪૯

---

૧. ખાસ કામોને માટે નિમેલું કામ કરનારૂં મંડળ. ૨. કરવાનું કામ. ૩. યુક્તિ-ગોઠવણી. ૪. સાબિતી-નિમંત્રણ-પત્ર. ૫. આસંન=આસન-બેસવાને નિમેલી જગ્યા. ૬. સત્કારસહિત-એક બીજાને સત્કાર કરીને. ૭. ખિતાબ-ચાંદ વગેરે મળેલા તે વડે. ૮. સારી રીતે બોધ કરતાં.

જુઓ ગ્રામ્યલોકો ધરી મંન માન,
સજેછે ઘરોઘેર મિષ્ટાન્ન પાન ;
દિસે રંગ ને તાનમાં ડોલતા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૦
મળી મુખીઓએ કર્યો ઠાઠમાઠ,
કરે વિપ્ર દેવાલયે સ્તોત્રપાઠ ;
રૂડી રાત્રિએ રંગીલાં ગાન ગાજે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૧

## दिल्लीनो दिव्य देखाव.

અહો દિલ્લી શું ભાગ્ય તારૂં હું ભાખું,
વસ્યું તું સ્થળે આવી શું વિશ્વ આખું ;
પૂરાં પુણ્યશાળી દૃગો[1] દેખી રાજે,[2]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૨
દિસે દિલ્લીમાં દિન દિવાળીકેરા,
મચ્યા ધામધુમે મનુષ્યો સવેળા ;
દશો દિશમાં દિલ્લીડિણ્ડિમ[3] વાજે
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૩
લઈ સૈનિકો શ્રેષ્ઠ ને પાદપાળા,
સહુ સાથમાં અશ્વ હસ્તી રૂપાળા ;
મળ્યા રાવરાણા સરંજામ સાજે
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૪
ઠર્યા ઠક્કરો કો રચી અન્ય ઠામ,
પડાવો પડેલા વસ્યાં હોય ગામ ;

---

૧. આંખ. ૨. રાજી થાય. ૩. દિલ્લીડિણ્ડિમ=દિલ્લીનું ડિણ્ડિમ એટલે ડંકા=દિલ્લી દિલ્લી એમજ વાત ચાલી રહેલી તે.

ખરો દેખવાજોગ દેખાવ આજે
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૫

વિનાસાધને[1] કૈક તો એમ ભાખે,
શકે પક્ષી થૈ પેખવા હોંસ રાખે ;
પૂર્યા વાસ પે'લાં, ધનિકો ખરા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૬

ધરૂં પૂજ્ય પાદામ્બુજે રંક સેવા,
પ્રભુ પ્રાર્થતો પૂર્ણ કૃપાળ રે'વા ;
લહો લાભ લા'વા[2] પરિવાર રાજે,[3]
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૭

કવિ નામનો ભટ્ટ કક્કાવટંકી,[4]
લઘુ નામસંજ્ઞા ભગુ છે ઉમંગી ;
ચિરાયુ ચહે ચક્રવર્ત્તિ ભલા જે,
ભલા હિન્દભૂપાળ રાજ્યે બિરાજે. ૫૮

## દિલ્લીપદ.

### મનહર છંદ.

દિલ્લીપદ પૂર્વ સ્થાન, તવારીખે જેનું માન,
જહાં ભલા સત્તાવાન, આરૂઢ્યા જણાય છે ;
મા'ભારતે[5] મળે વાત, સર્વ સૃષ્ટિમાં સુજ્ઞાત,
હસ્તિનાપુરી વિખ્યાત, સ્થાન એ ગણાય છે ;
પ્રાચીન પ્રસિદ્ધ નામ, પાંડવો જે પૂર્ણહામ,[6]
કૃષ્ણે રાખી જેની મામ,[7] કીર્ત્તિ વખણાય છે.

---

૧. સાધનવગરના હોવાને લીધે. ૨. લા'વા=લહાવા. ૩. છોકરાં છૈયાંમાં અને રાજ્યમાં. ૪. કક્કાવટંકી='કક્કા' એવી છે અવટંક-અટક જેની. ૫. મા'ભારતે=મહાભારતમાં. ૬. હામપૂર્ણ. ૭. ટેક.

યુધિષ્ઠિર શ્રેષ્ઠ જાણુ, જેની ફરી ધર્મ આણ,
રાજા ઘણા એ પ્રમાણુ, થએલા મનાય છે;
તેજ પદે ધર્મરાજ, આઙ્ગ્લભૂમિના આજ;
એડવર્ડ મહારાજ, હિન્દપતિ થાય છે. ૧
દિલ્લી-દરબાર ખીલે, પ્રજા પ્રેમપૂરે ઝીલે,
મંડળીકો મોટે દિલે, મંન મલકાય છે.
સિંહાસન દીપી નૂરે, આવેશી[1] આનંદ પૂરે;
ધર્મપાદ લેવા ઉરે, સ્નેહે છલકાય છે.
વિક્ટોરિયાતણા સુત, કુલદીપક સુપુત્ર;
દેખી દિલ્લીરાજ્યસૂત્ર,[2] હિન્દ હરખાય છે.
ધન્ય ભાગ્ય દિલ્લીતણું, દેશમાં ગણાઓ ઘણું;
જેમાં એડવર્ડતણું, અભિષેક થાય છે.
ભાગ્યવાન ભલા ભૂપ, વૈભવ અતિ અનુપ;
ભોગવો એ સુખરૂપ, ભગવાન સાહ્ય[3] છે. ૨

## आशिष.

### શાર્દૂલવિક્રીડિત.

ધારો વંશપરંપરા હકતણી, સત્તા પૂરી હાથમાં,
પામો પૂર્ણ પ્રતાપ આપ[4] પ્રસરી, પ્રીતિ સહુ સાથમાં;
થૈ નિર્વૈરિ, નિશંક, ન્યાયનીતિમાં, પાળો પ્રજા સર્વને,
દૈવી ભોગ અનુભવો ક્ષિતિતલે,[5] યાવત્ શશિસૂર્ય છે. ૧

### ગીતિ.

યાવત ઉદધિ વારિ, આ લોકે સ્થિત રહે ભૂતલધારી;
તાવત રાજ્ય સુકીર્ત્તિ,– રહો સર્વદા પ્રવાહ પ્રસ્તારી. ૧

---

૧. આવેશી = આવેશીને-જોસમાં આવીને. ૨. રાજ્યમંડળની પદ્ધતિ-વ્યવસ્થા. ૩. સહાય. ૪. આપ પ્રસરી = તેજ ફેલાઇને. ૫. પૃથ્વીની સપાટી ઉપર.

## છપ્પા.

મળ્યું જેહ[1] બહુ માન, રાજ્યપદ મળતાં પે'લાં,
હામ ધરી હિય[2] ધીર, વીર વિદ્વાન બનેલા,
રાખ્યું નિજ કુળ નામ, વિમળ વાણી વધાવી,
જાળવિયું જગ માન, ન્યાય નીતિ દર્શાવી,
ધિક્કારજ મિથ્યા માનમાં, નિર્માને જેની મતિ,
રાજ્યપદ ખરૂં આપાવશો, એડવર્ડ ઇલાપતિ. ૧

જગજાહેર લક્ષણો, કહું એમાં જે દિસે,
નેક રહી નહિ કરે, અહિત કોનું કંઇ મિષે,
પરજન સ્વજન સમાન, કટુતા નહિ જિવ્હામાં,
રહે નિત્ય રળિયાત, રંકને રીઝવવામાં,
મહતા માનીને મન વિષે, સજ્જ તત્પરતા સર્વથી,
કૃપા કરે બહુજન પાત્રને, એડવર્ડ ઇલાપતિ. ૨

પાર લહે સંપૂર્ણ, ગુહ્ય વાતોના મર્મ,
વાચા મન ને કર્મ,[3] વર્તતા ધારી ધર્મ,
નયન વિષે નરમાસ, નિત્ય નિયમમાં રે'વું,
પ્રજા પાળવા પ્રતિ, પ્રેમથી લક્ષજ દેવું,
ભુજબળથી ભૂભય ભાંગવા, અંતર આતુરતા અતિ,
જોવ્યું સાર્થક છે જગતમાં, એડવર્ડ ઇલાપતિ. ૩

સકળ સ્થાનમાં ફરી, નિહાળ્યાં નિપુણજ થાવા,
દાખવી પૂરી હામ, અવર દેશોમાં જાવા,
સુમતિ પત્નિ-રત્ન, પ્રવાસે સાથે લીધાં,
ખીલવિયું[4] વિલાત, હિન્દ હરખાતા કીધા,
રાખો આ વિશ્વ વિષે અચળ, નૃપવર એ નિર્મળમતિ,
નમી આપ માગું ભગવાન હું, એડવર્ડ ઇલાપતિ. ૪

---

૧. જેહ=જેને. ૨. હિય=હૈયે. ૩. કર્મે. ૪. ખીલવ્યું.

# દ્વિતીય વિલાસ.

## ઋતુવર્ણન.

### વર્ષા—વર્ષાકાલ—શરદ.

### ઇન્દ્રવજ્રા.

આકાશ અંગાર ભર્યો જણાતો,
કીર્ણો અતિ ઉગ્ર રવિતણાં તો;
ગાત્રે વહે સ્વેદજવારિધાર,[1]
વર્ષાઋતુ વેગથી આવનાર. ૧

વાયુતણું ઇન્ધન રે'તું[2] છાંઇ,
પીળાશ ભાસે રવિઅસ્ત માંહિ;
ધાતુતણાં પાત્ર કટાઇ જાય,[3]
ભેજેલ ભૂમિ અહિ[3] ત્યાં જણાય. ૨

ઊંચે દિસે મેઘધનુષ્ય તાણ્યું,
સૃષ્ટિજનોએ શુભ ચિન્હ જાણ્યું;
સુશોભતું સુચવતું સુઆશ,
વર્તુલ છે ઇન્દુની આસપાસ. ૩

ભીની હવા થૈ[4] ગતિમાન થાતી,
થોડીક વારે ગરમી સમાતી;
વાતાબ્ધિમાં[5] દૂરથી શબ્દ ગાજે,
દેવાલયે શું[6] ધ્વનિ-ઘંટ[7] વાજે. ૪

---

૧. પરસેવાના પાણીના રેલા. ૨. રે'તું=રહેતું—છાંઇ=છવાઇ. ૩. ઠામઠામ. ૪. થૈ=થઇ. ૫. વાનો દરિયો—વાતાવરણ. ૬. જાણે કે. ૭. ધ્વનિઘંટ=ઘંટધ્વનિ—ઘંટનો અવાજ.

આચ્છાદતાં અભ્ર અદિતિતંન,[૧]
વિદ્યુત[૨] વાઘો ગજવે ગગંન[૩];
મંડુક મોરો અતિ મલ્લકાતા,[૪]
વર્ષાઋતુકેરી શકે[૫] વિધાતા. ૫

કીડી મકોડા જીવજંતું જ્યાં ત્યાં,
દેખાય સંખ્યાવધિ ઉભરાતાં;
આળોટતાં પક્ષી પસારી છા'ર[૬],
વર્ષાઋતુ વેગથી આવનાર. ૬

કીટાદિ જીવો કરી વેગ ધાતા,
લેઈ કણિકા દરમાં ભરાતા;
પંખી ગ્રહી તૃણ રચે અવાસ,
સુસ્તી જનોને સૂચવે પ્રયાસ. ૭

પ્યાસો પપૈયો પિયુ પિયુ ભાખે,
'ઓ આ પડે' એમજ નિત્ય ઝાંખે;
વિહંગમો શુષ્ક વને વિમાસે,
વારિ વિનાના દ્રહ દેખી ત્રાસે. ૮

છે વાદળોનું દળ મો'ટું ભારી,
જાણે સજી સુરનૃપે સવારી;
ફાટી પ્રભા વિદ્યુ[૭] દિસે સમિપે,
જાણે અરિશસ્ત્ર-પ્રકાશ દીપે. ૯

મો'ટા કડાકા કકડે ઇશાન,
ફાટયું શકે ભાસતું આસમાન;

---

૧. અદિતિતંન=અદિતિતન-સૂર્ય. ૨. વિજળીના કડાકા. ૩. ગગંન=ગગન. ૪. મલ્લકાતા=મલકાતા. ૫. શકે=જાણે કે. ૬. છા'ર=છંહાર. ૭. વિદ્યુ=વિદ્યુત-વિજળી.

એઆકળા થાય મનુષ્ય માત્ર,
ગર્ભિણીના હોય ગલિત ગાત્ર. ૧૦

પશ્વાદિ પ્રાણી ભયભીત થાતાં,
ઊંચાં કરી પુચ્છજ દોડી જાતાં;
પાડે બરાડા બહુ જોર માંહે,
જાણે નિરાધાર સહાય ચાહે. ૧૧

વંટોળવાયુ ધ્રુવવે ધણેરો,[1]
કંપે ઘણાં મુદ્દતી ઢઢિયેરો;
કો જીર્ણ સ્થાનો ગતપૃથ્વી[2] થાતાં,
ઊંચે ઉડીને અટવાઇ જાતાં. ૧૨

આશ્ચર્યતા અન્ય ક્ષણે જણાય,
ગંભીર દેખાવ બધે છવાય;
ધીમેધીમે શાન્તિ પ્રસાર પામે,
વાયુતણો વેગ વળી વિરામે. ૧૩

ફુર્ફુર[3] છાંટી પડતી જણાતી,
વ્યાકુળ વૃત્તિ બદલાઇ જાતી;
થાએ[4] શિશુશબ્દ ઘણા રસીલા,
હિંસારતાં ગોમહિષી હઠીલાં. ૧૪

જો જોતજોતે પડી મેઘધારા,
લક્ષી[5] સમારે ઘર સૌ બિચારા;
નાળાં તળાવે જળ ઊભરાયાં,
ક્ષેત્રો પ્રતિ ખેડુતવૃંદ ધાયાં. ૧૫

---

૧. ધણેરો=ઘણો. ૨. ગતપૃથ્વી=પૃથ્વીગત. ૩. ફુર્ફુર=ફુરફુર-વરસાદની ઝીણીઝીણી ફણગાઓ-છાંટીઓનું પડવું (અનુકરણ શબ્દ.) ૪. થાએ=થાય. ૫. લક્ષી=લક્ષીને-ધ્યાન દઇને.

સંતૃપ્ત આશા અવનિજનોની,
સુર્ખી[1] ફરી ઉદ્ભિજ કાનનો[2]ની ;
ચેત્યાં સહુ ચિત્તનિવૃત્તિ ટાળી,
વર્ષાઋતુ વેગથી આવી ભાળી. ૧૬
ઉત્સાહીઓ હર્ષથી ઝટ્ટ જાગ્યા,
એદીતણા તો અતિ ભોગ લાગ્યા ;
ઉદ્યોગીઓ ઉદ્યમયુક્ત રે'તા,[3]
કો આળસુ દુઃખ રહેજ સે'તા.[4] ૧૭
પંકે દિસે પૂરિત માર્ગરેખા,
રસ્તે જતાં કો પડી થાય એઠાં ;
સંગામીને[5] હાસ્ય હતુંજ[6] ભારી,
જાણે ન તેની પણ તેજ વારી. ૧૮
માયાતણા પંક વિષે વિધે એ,[7]
જીવો ઝપોઝપ્પ ફસી પડે છે ;
સ્થાપિતપાદી[8] શુધ સંચિ[9]વાળા,
કો અંશીઓ તેજ રહે નિરાળા. ૧૯
હેલી કરે છે પરજન્યધારા,
ત્રાસે જનો હીકળથી બિચારા ;
જુના અવાસો ગગડી પડે છે,
પ્રાણી વનોનાં ટઢી[10] થથરે છે. ૨૦
વાટે જતા[11] વારિ શકે ન ખાળી,
વિરામતા વૃક્ષ વિશાળ ભાળી ;

---

૧. સુર્ખી=સુરખી. ૨. વન. ૩. રે'તા=રહેતા. ૪. સે'તા=સહેતા. ૫. સાથે ચાલનાર. ૬. હતું=થતું. ૭. વિધે એ = એ વિધિએ. ૮. ઠરેલ પગવાળા. ૯. શુદ્ધ સંચિતવાળા=શુદ્ધ જેનાં સંચિત-પૂર્વનાં કર્મો હોય તેવા. ૧૦. ટઢી = ટઢાઇને. ૧૧. વાટે જતા=રસ્તે જનારા.

પૂર્ણોપકારી તરૂરાજ કા'વે,[1]
પંડે પિડી[2] આશ્રિતને બચાવે. ૨૧

વૃષ્ટિતણો પૂર્ણ પ્રભાવ થાતાં,
અશ્રો હઠીને અછવાઇ જાતાં;
વર્ષે વળી કાંઇક માંહિમાંહ,[3]
ચાલ્યોજ વર્ષાઋતુનો પ્રવાહ. ૨૨

હર્ષી ધરા મેઘપતિ પધારે,
તાપે તપેલી બની શાન્ત જ્યારે;
વિરૂપતા અંગથી આથી કાઢી,
શોભી શરીરે નવ તૃણુ ધારી. ૨૩

જાણે સુટેકી સતી કોઇ પોતે,
વિયોગતાપે વિરૂપાંગી તો જે;
સંયોગસુખે ખીલી નિજ અંગે,
શૃંગાર સોળે સજીને સુરંગે. ૨૪

અંકુર ફુટી તૃણ ઉપસે જે,
દેખી પશુઓ મન ઉલ્લસે તે;
ચારો ચરી પેટપિડા વિરામે,
ગોભેંસકેરાં પય વૃદ્ધિ પામે. ૨૫

તાજી બને શુષ્ક તરૂની કાય,
પત્રાંકુરે પૂર્ણ ભર્યાં જણાય;
આનંદતો વંન[4] પ્રદેશ ડોલે,
પંખી અવાસે પ્રમુદી કલ્લોલે. ૨૬

ખેડુત કામે વળગ્યા જણાતા,
વાવેતરો માટ[5] વિલક્ષી થાતા;

---

૧. કા'વે=કહાવે-કહેવાય. ૨. પિડી=પિડાઇને. ૩. માંહિમાંહ=માંહે માંહે-ગાળેગાળે. ૪. વંન=વન. ૫. માટ=માટે.

માતેલ મર્દોનીજ આવી વારી,
ધોકાર જ્યાં રોપણી ચાલી ભારી. ૨૭

ભૂમિ વિષે હોળ-અણીજ ધારી,
ક્ષેત્રાંકીએ[1] ક્ષેત્ર દીધાં સમારી;
ચિત્રાંકીઓથી[2] ચઢતી સવાઇ,
ચાસોની રેખાતણી ચાતુરાઇ. ૨૮

ચોખુણ ચોકી વિણુ શંકુ પાટી,
વિચિત્ર ચિત્રેલ દિસે સપાટી;
અત્યંત યુક્તિ રચી યોજતો જે,
ક્યારીતણી કારિગરી જુઓ તે. ૨૯

નીચાં નમાવે શીશ હોળધારી,[3]
ઉથાપવી પૃથ્વી વિશેપ ભારી;
લાચાર થૈ પાગ પસારી દેતા,
અંકુશ-એડે[4] અમળાઇ રે'તા. ૩૦

ગર્જાળુ ખેડુ[5] થબડાવતો જે,
પોઇસ બાપુ કહી હિંસતો તે;
છોડી જરાવાર વિરામ લેતો,
ખાઈ ખવાડી વળી જોડી દેતો. ૩૧

વાવેલ બી અંકુરી નિકળ્યાં જ્યાં,
શોભે ઘણા ચાસ સમાન્તરી ત્યાં;
શું સાથિયા પોપટવર્ણકેરા,
પાડ્યા દિસે પૃથ્વીપટે[6] ભલેરા.[7] ૩૨

---

૧. ચાસનારાઓ. ૨. ચિતારાઓ. ૩. બળદો. ૪. પરાણાના ગોદાથી. ૫. ગર્જાળુ ખેડુ=ગરજાળુ ખેડુત. ૬. પૃથ્વીપટે=પૃથ્વીનાપટ-સપાટી ઉપર. ૭. ભલેરા=ભલા.

સે'ડો[1] સુડે[2] બાવળવૃક્ષ બે'કે,
લીલાં તૃણોમાં જળકુણ્ડ[3] લે'કે ;
ઢોરો ચરાવે મળી ગોપગોપી,
ચેષ્ટા કરે કોઇક લાજ લોપી. ૩૩

વૃક્ષો તળે કો મૃદુ વેણુ વાતા,
કો રાગ તાણી બની મસ્ત ગાતા ;
કો સાનથી સાદ કરે પશુને,
તારૂણી કો ખેલવતી શિશુને. ૩૪

કોમાં દિસે ખેલતણીજ નિષ્ઠા,
કો રંગી દિસે મયપ્રેમચેષ્ટા ;[4]
આ ઘાટમાં ક્ષેત્રીસમુહ ઘેલો,
ક્ષેત્રોતણાં કાર્ય વિષે મચેલો. ૩૫

સામાન્ય પક્ષે જન એમ જાણે,
વર્ષાતણો કાળ પવિત્ર માને ;
વર્ષે ગણ્યા દ્વાદશ માસ દિસે,
વિભાગ તેના ત્રણ કાળ વિષે. ૩૬

શીતોષ્ણવર્ષા[5] ત્રણ ભિન્ન નામ,
તે માંહિ વર્ષા પૂર પુણ્યધામ ;
પ્રત્યેક કાળે વળી ચાર માસ,
તોએ કહ્યો એજ ચતુરમાસ.[6] ૩૭

પ્રાધાન્ય આ કાળતણું ગણાય,
પૂરો પ્રતાપી જનમાં મનાય ;

---

**૧. સે'ડ=સેહેડ. ૨. સુડામાં–ખેડ્યા વગરની જ્યાં ઘાસ ઉગે તે જગ્યામાં. ૩. તળાવડી. ૪. મયપ્રેમચેષ્ટા=પ્રેમચેષ્ટામય. ૫. શીતોષ્ણ-વર્ષા=શીત–ઉષ્ણ–વર્ષા–શીતકાળ, ઉષ્ણકાળ, વર્ષાકાળ–શિયાળો, ઉનાળો, ચોમાસું. ૬. ચતુરમાસ=ચાતુર્માસ.**

શ્રદ્ધાળુ સેવે ગણી શાસ્ત્રવાણી,
આસ્તા થકી ઉર ઉમંગ આણી. ૩૮

કો નિત્ય પોતાનુંજ નીમ ધારી,
પાળે ખરૂં અન્ય ઉપાધી ટાળી;
કો લક્ષતા વૃત્ત નિમિત્તદ્વારા,[1]
કો સે'જ[2] નીમે સુખ માનનારા. ૩૯

કો સ્નાનદાને દૃઢ ટેક લેછે,
કોઈ નિરાહાર નિવૃત્ત રે'છે;
મિથ્યાપ્રમાદી હીનપુણ્ય[3] જે જે,
પ્રવૃત્તિમાં પૂર્ણ નિમગ્ન તો તે. ૪૦

દેવાલયે ઘંટધ્વનિજ થાતા,
કો દોડીને દર્શન કાજ જાતા;
વ્યાકુળવેશી બહુ ઠામ ઠામે,
દેખાય ધાતા નિજ ઇષ્ટધામે. ૪૧

સંન્યાસીઓ આશ્રમનીમ લેતા,
એકે સ્થળે ચાતુરમાસ રે'તા;
વિરાગીઓ મન શીતોષ્ણવારિ,[4]
લેખે ન લેતા સમદૃષ્ટિ ધારી. ૪૨

ધ્યાનસ્થ બેઠા કહિં મન મારી,
આકર્ષી વૃત્તિ સ્થળ એક ધારી;
રેખા[5] બધી જેમ મળી સમાએ,[6]
વર્તુલના મધ્યજ બિન્દુ માંહે. ૪૩

---

૧. નિમિત્તદ્વારા=કોઇ કોઇ નિમિત્તે કરવાનાં એવાં વ્રત. ૨. સે'જ=સહેજ-સહજ. ૩. હીનપુણ્ય=પુણ્યહીન. ૪. ટહાડ-તડકો ને વરસાદ. ૫. લીટીઓ. ૬. સમાએ=સમાય.

વાસી વનોના અનુરાગીઓ[1]ને,
ખેડુ મજુરો હિણુસાધનો[2] જે;
જોરાવરી[3] આશ્રમ માંડી રે' જે,
આપત્તિ નાનાવિધ તે સહે છે. ૪૪

જીવો અનેકો હિણભાગી આવા,
રૂડી રતોના શું લહેજ લા'વા;
ભાવીતણો ભેદ અતીશ[4] ભારી,
કર્મોતણી એહ ગતિજ ન્યારી. ૪૫

પૂર્વે કર્યાં જેહ સુકૃત્ય સારાં,
સંસ્કારયોગે સુખ માનનારા;
આ લોકમાં ધર્મપરાણ[5] રે'તા,
થૈ વૈભવી ભોગવિલાસ લેતા. ૪૬

પ્રાતઃસમે તેલ ફુલેલ મર્દી,[6]
ના'તા[7] રખે અંગ ધરે ન સર્દી,[8]
નાનાવિધિ પાક જમી રસીલા,
ફેરા ફરે તે કરી વસ્ત્ર ઢીલાં. ૪૭

ઝૂલે હિંડોળે ધરી પાદ હેઠે,
પ્રસ્તારતા[9] કો કર નિજ પેટે;
તંબોળ કો પત્નીકરેથી લેતા,
પ્રેમી પ્રિયાને સ્મિતદાન[10] દેતા. ૪૮

---

૧. ગૃહસ્થાશ્રમી-છોકરાં છૈયાંવાળા.-ને=અને. ૨. હિણુસાધનો = સાધનવગરના-ઘરબારવગરના. ૩. મુશિબતથી. ૪. અતિશય. ૫. ધર્મ-પરાણ=ધર્મપરાયણ-ધર્મનીતિ પ્રમાણે વર્ત્તનારા. ૬. મર્દી=મરદીને-ચોળીને. ૭. ના'તા=નહાતા. ૮. સર્દી=સરદી. ૯. ફેરવતા. ૧૦. સામું જોઇને પ્રેમથી મ્હોં મલકાવવું તે.

કો મોહકારી મૃદુ વાદ્ય વાતા,
કો તાન દૈને[1] મધુરૂંજ ગાતા;
કો બાળકો સંગ કરેજ લીલા,
ચોપાટ[2] કો માંડી રમે રસીલા. ૪૯

કો પુસ્તકોમાંહિ નિમગ્ન દિસે,
કો ચિત્ત ધારે વિભુભક્તિ વિષે;
કો એદી તુર્તે[3] કરતા પથારી,
ધોરે ઘણું અંગ પિછોડી ધારી. ૫૦

કોદી[4] અચિન્તી[5] જળવૃષ્ટિ થાતાં,
રસ્તે જનો સૌ અકળાઇ જાતાં;
કો પુરૂષો વસ્ત્ર ઊંચાં દબાવી,
દોડે ભરી દોટ દિશા ગુમાવી. ૫૧

કો બાળમાતા શિશુ કેડ સો'તી,[6]
ધીમી હિંડે છાંયજ[4] જોતી જોતી;
કો મુગ્ધ[7] મો'ટી ગતિમાં ત'રેથી,[8]
પોકારતી માત મૃદુ સ્વરેથી. ૫૨

કો પૂર્ણ શૃંગારી સ્વકાય જોતી,
નેત્રે નિહાળી નિજ રૂપ મો'તી[9];
સંકોચતી સે'જ સમારી સાડી,
પાદાંબુજે પ્રેરતી દૃષ્ટિ આડી[10]. ૫૩

---

૧. દૈને=દઇને. ૨. સોકઠાંબાજી, સેત્રંજ વગેરે. ૩. તુર્તે=તુરત-તરતજ. ૪. કોદી=કોઇ દિવસ. ૫. અચિન્તી=ઓચિન્તી-એકાએક. ૬. સો'તી=સોહતી-સ્હોતી-સોહાવતી=લઇને શોભતી. ૭. મુગ્ધ=મુગ્ધા-સ્રીવેશમાં આવેલી છોકરીઓ. ૮. ત'રે=તહરે-રોપ, લટકો. ૯. મો'તી=મોહતી. ૧૦. આડી નજરે પોતાના પગની પાની જોતી.

એવે થતાં થંભન વૃષ્ટિકેરૂં,
માર્ગો વિષે નીર વહે ઘણેરૂં;
જ્યાં દોટ દેતો શિશુસાથ ધાતો,
અત્યંત ચેષ્ટા કરતો જણાતો. ૫૪
વૃષ્ટિતણું વારિ વહીજ જાતાં,
નીકો વિષે નીર ભરાઇ રે'તાં;
તેમાં ધરી કાગળકેરી હોડી,
આનંદતાં અર્ભક દોડી દોડી. ૫૫
કો કો સમે જાથુ અખંડ ધારા,
વ્યોમે ન ભાસે રવિચંદ્રતારા;
ગંભીર ગર્જે[1] જન સર્વ ત્રાસે,
જ્યાંત્યાંજ વારિમય વિશ્વ ભાસે[2]. ૫૬
વેગે વહે વારિ કરી પ્રવાહ,
વસ્તુ વિવિધો ઘસડાઇ જાય;
ઝાડોતણાં ઝુણ્ડ વિષે ભરાતાં,
મૂળેથકી ઉખડી તે તણાતાં. ૫૭
આવ્યાં નદીએ પૂર તો જણાય,
વૃક્ષો વનોનાં વળમાં તણાય;
જો કોઇ તેમાં ઉપયોગી દિસે,
નાવિક લૈ લે તરણી વિષે તે. ૫૮
એવાજ જીવો જગમાં જણાતા,
આ વિશ્વવારિવળમાં તણાતા;
તે માંહિ જે યોગ્ય સુપાત્ર સોમાં,
વિશ્વેશ ધારે સ્વપ્રસાદ-નૌકા.[3] ૫૯

---

૧. ગર્જે = ગર્જનાથી. ૨. પૃથ્વી પર સઘળે પાણીપાણીજ દેખાય.
૩. પોતાની કૃપારૂપી હોડીમાં.

નીરે ભરી ક્યારી સીમા વિષે જે,
નિમજ્જતાં[1] ત્યાં તરૂઓ દિસે છે;
ઊંચી કરી ડોક ડુબાઇ જાય,
ડુબ્યા જનો જેમ ચહે સહાય. ૬૦
કાંઠે દિસે કો કરી ડોક વાંકી,
ધ્યાનસ્થ બેઠા બગ મત્સ તાકી;
આ વિશ્વમાં એ વિધ ફંદ ધારી,
સ્વાર્થી જનો દંભ કરેજ ભારી. ૬૧
ઓછું થયું જ્યાં બળ વૃષ્ટિકેરૂં,
ખેડુતણું લક્ષ વધ્યું ઘણેરૂં;
નીંદી[2] સમાર્યાં નિજ ક્ષેત્ર ઠામે,
ચાસે પડી તૂલ[3] વિવૃદ્ધિ પામે. ૬૨
પોષ્યાં[4] તરૂ પૂર્ણ પ્રફુલ્લ થાતાં,
પત્રે ફુલે ઘટ્ટ ભર્યાં જણાતાં;
ફાલ્યાં દિસે કૈક[5] ઋતુ-ફળેથી,
આનંદતા જીવ અનેક જેથી. ૬૩
કોવેળ ગંભીર ગગંન છાતો,[6]
પુષ્પો પરે[7] વાસિત વાયુ વાતો;
પત્રે ભરેલી તરૂશાખ ડોલે,
નાનાવિધિ નાદ સનંન[8] બોલે. ૬૪
આનંદતા સારસ હંસ માતા,
ફાળે ચઢયાં કો મૃગજૂથ જાતાં;

---

૧. ડુબકાં ખાતાં. ૨. નીંદીને=નીંદાણુ-નકામા છોડ વગેરે ઉખેડી સાફ કરીને. ૩. નહાના છોડ. ૪. પોષ્યાં = પોષાયાં-પોષાયલાં. ૫. કૈક=કોઇએક. ૬. છાતો=છવાતો. ૭. પુષ્પોપરે=પુષ્પ ઉપર થઇને. ૮. સનંન=સનનન ( અનુકરણવાચક ).

વિહારતાં વ્યોમચરો ઉલાસે,[1]
પાંખો પસારી ગતિમાન ભાસે. ૬૫

કોવેળ વર્ષે દ્રીપદ્રીપ વારિ,
પત્રે અસંખ્યો જળબિન્દુ ધારી;
મુક્તાતણો ચોક પૂર્યોજ સાચે,
ભક્તો લીલા બ્રહ્મની જોઇ રાચે. ૬૬

એવે અચિન્તો નભવાયુ[2] વાય.
કંપાવતો વંનતરૂની કાય;
પત્રેથી બિન્દુ ખરી પૃથ્વી આવે,
મુક્તાફળે શું વસુધા[3] વધાવે. ૬૭

કોવાર ખર્તા[4] અવિલંબી તારા,
વે'મી[5] જનોને શક લાવનારા;
'આ સૃષ્ટિમાં કાંઇ અનિષ્ટ થાય,
અંશી જનો કો તજી પ્રાણ જાય.' ૬૮

ખિલ્યો દિસે પુષ્પતણો સુબાગ,
પ્રસ્તારતો સર્વ દિશે[6] પરાગ;
સુવાસ જે અન્ય તરૂ ધરેછે,
વિચિત્રતા વિસ્મય તો કરેછે. ૬૯

કાસાર[7] પૂરી રહી પદ્મપંક્તિ,[8]
ભુલાવતી ભાન અગમ્ય યુક્તિ;
કુન્જે[9] કરે કેલિ કીરો[10] અપાર,
પંખીતણા સુસ્વર સુખકાર. ૭૦

---

૧. ઉલાસે.=ઉલ્લાસે. ૨. આકાશેથી ઉતરતો પવન. ૩. વસુધા=વસુધાને-પૃથ્વીને. ૪. ખર્તા = ખરતા. ૫. વે'મી = વહેમી લોકો. ૬. દિશે=દિશાએ. ૭. સરોવર-તળાવની ઉપર પથરાઇ રહી. ૮. કમળની હાર. ૯. ઘણાં વેલા-ઝાડોનો ઘટ્ટ સમૂહ. ૧૦. પોપટો.

વિલાસીઓ સે'જ ગણી નિહાળે,
સૌન્દર્ય તે માત્ર વિલક્ષી ભાળે;
વિવેકીઓ ત્યાં વિચરે ઉલાસે,[1]
સુઝ્યા દિસે બુદ્ધિવિલાસમાં[2] તે. ૭૧

જાણીજ એ પૂર્ણ પ્રભુપ્રતાપ,
આસ્તા ધરે ઈશ્વરમાં અમાપ;
પૂરા સુભાગી પથી[3] ક્ષેત્રકાર,
દુર્ભાગ્ય જેનાં વિચરે ન બા'ર.[4] ૭૨

થાતી જરા નિર્મળ ભૂમિ ભાસે,
વ્યોમે રવિઇન્દુ ઠરી પ્રકાશે;
વારિધિમાં[5] સ્વાતિકવૃષ્ટિ[6] થાતી,
ઉત્પત્તિ મુક્તાતણી તે મનાતી. ૭૩

સાફલ્ય વર્ષાઋતુકૃત્ય થાતાં,
આપત્તિ આલોકતણીજ જાતાં;
આનંદ ઉર્વીઉર[7] ઉભરાતો,
વિલોકીને નિજ પ્રદેશ માતો. ૭૪

સર્વે સ્થળોમાં સુખશાન્તિ દેખી,
સંપૂર્ણ પોતાતણું આપ[8] પેખી;
વિશેષ-વેશી[9] વસુધા વિરાજે,
જોતો સુભાગી ભગવાન આજે. ૭૫

---

૧. ઉલાસે=ઉલ્લાસથી. ૨. બુદ્ધિપૂર્વક વિચાર કરવામાં. ૩. પ્રવાસી-મુસાફર. ૪. બા'ર=બહાર. ૫. સમુદ્ર. ૬. સ્વાતિક નક્ષત્રનો વરસાદ. તે સમુદ્રમાં પડવાથી તેના છાંટાના મોતી પાકે છે એમ મનાય છે. ૭. ઉર્વીઉરે=પૃથ્વીના હૃદયમાં. ૮. આપ=રૂપ-શરીર. ૯. વિશેષ-વેશી=હમેશના જેવી નહિ પણ ખાસ દેખાવવાળી.

## હેમંત–શીતકાળ–શિશિર.

### ઇન્દ્રવજ્રા.

વર્ષાતણો કાળ વ્યતીત થાતાં,
સુશોભતા સૃષ્ટિપદાર્થ ભાતા ;[1]
આકાશ ઈલા[2] ફરી સ્વચ્છ થાય,
દિશા દશે નિર્મળતા જણાય. ૧

ભાનુ પ્રકાશે કરી કીર્ણ તાતાં,
પૃથ્વીપટે પંક સુકાઇ જાતા ;
થાતાંજ વર્ષાન્ત-શીતાદિ-યોગ,[3]
ઉપદ્રવે[4] નિર્મિત સર્દી રોગ. ૨

આ દેહ ભૌતિક[5] અનાત્મ[6] જાણી,
તેમાં અહંભાવ ધરે ન જ્ઞાની ;
અજ્ઞાની આતુર બન્યા જણાતા,
સુખોપચારે સપ્રયાસ થાતા. ૩

વ્યાપારીઓ વ્યગ્ર વિશેષ રે'છે,
ગ્રામાન્તરે ગોઠવણી કરેછે ;
લોકો સમારે નિજ સાધનો જે,
સામુદ્રિકો[7] તે જળવાહનોને. ૪

સૂર્યે કર્યો માર્ગ સુલક્ષ ધારી,
અભ્રોતણાં આવરણો નિવારી ;

---

૧. ભાતા=ભાસે છે. દેખાય છે. ૨. પૃથ્વી. ૩. વર્ષાકાળનો અંત અને શીત કાળની આદિ એ બેનો યોગ=ચોમાસું પૂરૂં થતાં અને શિયાળો બેસતાં. ૪. ઉપદ્રવે છે=લોકોને હેરાન કરે છે. ૫. પંચમહાભૂતનો બનેલો. ૬. આત્માથી જુદો. ૭. સમુદ્રમાં ફરનારા હોડી વહાણ વગેરેના માલીકો.

જાણે સુભક્તે નિજ વાટ ભાળી,
માયાભ્ર[1] કેરાં પટ દૂર ટાળી. ૫

સૂર્યાસ્તવેળા સુપ્રસન્ન સારી,
વાયુ લહેરી સુખશાન્તિકારી;
આકાશ ભોમે અડતું દિસે જ્યાં,
નેત્રો ઠરે ભાસ નિહાળતાં ત્યાં. ૬

આભાસ ઝાઝા જુજ ફેર જેમાં,
વર્ણો દિસેછે અગણિત તેમાં;
ચિત્રાંકોઓનું ચિત ધારી થાકે,
આળેખવામાં[2] અતિ લક્ષ માગે. ૭

આહીર ' ઓ આ ' કરતો જણાતો,
લૈ ગાડરાં ઘેરભણી[3] પળાતો;
દોડે અજાજૂથ ડરી અગાડી,
બેં બેં કરી બાળ ધસે પછાડી. ૮

નાચે કળાધારી[4] કળા કરીને,
' ટેહૂક ટેહૂ ' સ્વર ઉચ્ચરીને;
પંખીતણી હાર જણાય જાતી,
શું પાયગા હોય પળાણુ[5] થાતી. ૯

કેવો કળાનાથ[6] કળા[7] કરેછે,
કાન્તિ નિશાનારીની સુધરેછે;
વિહારી જેને અવલોકી રાચે,
કંદર્પ[8]નો મિત્ર શશાઙ્ક[9] સાચે. ૧૦

---

૧. માયારૂપી વાદળાં. ૨. ઉતારવામાં, ચિતરવામાં. ૩. ઘેરભણી=ઘરભણી. ૪. મોર-કળા કરેછે એટલે પીછાં પ્રસારીને ઉભાં કરેછે. ૫. પળાણુ થાતી=જતી-કુચ કરતી. ૬. ચંદ્ર. ૭. કળા કરેછે=પ્રકાશે છે. ૮. કામદેવ. ૯. ચંદ્ર.

ઉજાસવાળી અતિ ચાંદનીમાં,
ગીતો મધુરાં નરનારી ગાતાં;
કો બાળનો સાથ રમે રૂપાળો,
વાર્તા વિષે વૃદ્ધ નિમગ્ન ભાળો. ૧૧
બેસે અગાસી ચઢી કો પ્રભામાં,[1]
નાનાવિધિ પાક જમે મઝામાં;
માતાપિતા હર્ષથી ઉભરાતાં,
પ્રેખી પરિવાર પ્રસન્ન થાતાં. ૧૨
ચંદ્રાનના[2] કો નિજ મુખકાન્તિ,
ધારી શશાઙ્કે સરખાવી જોતી;
દેખી પડયું લાઞ્છન નિશનાથે,[3]
ગર્વિષ્ટ થાતી અતિ મંન[4]સાથે. ૧૩
કો વિરહિણી વ્રહવેદનાથી,[5]
વિચારમાં વ્યગ્ર વળી જણાતી;
ચિબુકમાં[6] અંગુલીઅગ્ર ધારી,
વિમાસતી તે વનિતા બિચારી. ૧૪
કો જ્ઞાનીના જ્ઞાનવિચાર ધાતા,
જે એકમાંથી અગણિત થાતા;
બ્રહ્માણ્ડમાંહી ફરી સર્વ ઠામે,
પાછા વળી એક થઈ વિરામે. ૧૫
જે વિધ[7] સાધેલ સમંત્ર[8] બાણ,
અત્યંત રૂપે કરતું પ્રયાણ;

---

૧. ચાંદરણામાં. ૨. ચંદ્રના જેવા મહોડાવાળી સ્ત્રી. ૩. નિશનાથ=નિશાનાથ–ચંદ્ર. ૪. મંન=મન. ૫. વ્રહવેદના=વિરહવેદના–ધણીના વિયોગનું દુ:ખ. ૬. દાઢીમાં મધ્યભાગે જે સહજ ખાડા જેવું છે, તે ભાગમાં–આંગળીની અણી અરકાડીને. ૭. જે વિધ=જે વિધિએ. ૮. મંત્ર સહિત.

માર્ગે અસંખ્યે વિચરી વિશેષે,
પાછું સ્વરૂપે[1] થઇ ઠામ બેસે. ૧૬

થાતી પ્રજા ઉદ્યમયુક્ત ઓ’ળી ;
દીધા અવાસો લિંપી રંગી ધોળી,
પૂરી[2] સમાર્યો ગૃહઅગ્રભાગ,
રાગીતણે મંન વિશેષ રાગ. ૧૭

વિરાગીઓ રાગ વિશેષ ટાળે,
આ વિશ્વને વિસ્મયયુક્ત ભાળે ;
કર્ત્તાતણી કીર્તિંજ નિત્ય ગાતા,
તલ્લીનતામાં સ્વરૂપે[3] સમાતા. ૧૮

દેવાલયો દિવ્ય બન્યાંજ ખાસાં,
આસ્તિકને ઉર અધિક આશા ;
રે’ દેવકાર્યે મચી નિત્ય ભક્ત,
શ્રદ્ધાતણું સ્નાયુ[4] વહેજ રક્ત.[5] ૧૯

દીપોત્સવીના[6] દિન દુઃખહારી,
આ લોકને તે અતિ હર્ષકારી ;
નાનાવિલાસે[7] નરનારી સર્વ,
ઉદ્યુક્ત ઉત્સાહી પૂરિતગર્વ.[8] ૨૦

શું બાળમાતાતણું જોર વાધ્યું,
બાળેક[9] માટે શુભ ટાણું લાધ્યું ;
મીઠા પદાર્થો કરી ખૂબ સાંચે,
જે ખાઇને અર્ભક[10] ઉર રાચે. ૨૧

---

૧. હતું તેવું-એક થઇને. ૨. પૂરીને=ખાડા ખબોચીઆં પૂરી દઇને. ૩. સ્વરૂપે સમાતા=દેહનું ભાન ભુલીને તદ્રૂપ થઇ રહેતા. ૪. સ્નાયુમાં=રગોમાં. ૫. રક્ત=લોહી. ૬. દિવાળીના. ૭. જાતજાતની મોજમજા. ૮. પૂરિતગર્વ=ગર્વ-પૂરિત. ૯. બાળેક=બાળક. ૧૦. બાળક.

રાત્રે રચી રાજતી દીપહાર,
શું દિવ્ય દીપે ઉડુ[1] ઠારઠાર ;
તેજોમયી કો દ્દીપ પાસપાસે,
આવી વસુધા શશિસૂર્ય વાસે. ૨૨

નિશામુખે આતસબાજી ફુટે,
આકાશ આચ્છાદિત ધૂમ્રગોટે ;
વિકાર વાતાવરણે વસે જે,
આથી વિશુદ્ધિ થતી સંભવે તે. ૨૩

અંધારી રાત્રિતણું વ્યોમ કેવું,
દૈવી રૂડો મંડપ હોય તેવું ;
દીપે ઉડુ તેજ કરી નિરાળા,
શું રાત્રિરાણીતણી મુક્તમાળા. ૨૪

શું સાથિયામંડળ આંગણામાં,
પ્રાણી પદાર્થોતણી છાપ જેમાં ;
વિચિત્ર વર્ણાકૃતિથી[2] સુશોભે,
વિલોકવા લોચન દેખી લોભે. ૨૫

ક્ષેત્રો વિષે ક્ષેત્રપતિ ઉલ્લાસે,
ક્ષેત્રોત્સવે[3] પૂર પ્રવૃત્ત ભાસે ;
ખાડો ખણી લૂણ મહિંજ નાંખે,
માનીજ ધાન્યો લૂણપેર પાકે. ૨૬

જે રંગરાગે રળિયાત દિસે,
સર્વે જતા હોંસથી એક મિષે ;
સંભાવના[4] સર્વે ઉરેજ એવી,
ભાવીતણી હોય ગતિ ન તેવી. ૨૭.

---

૧. તારા. ૨. વર્ણાકૃતિ=રંગ અને આકાર. ૩. ક્ષેત્રોત્સવ=કારતક શુદિ ત્રીજને દિવસે ખેડુતો ખેતરમાં જઇને કુળડીમાં મીઠું ભરીને એક ખુણે દાટેછે ને ખાઇ પી આનંદ કરેછે તે દિવસ. ૪. મનની કલ્પના.

કોકોક ધાન્યો પરિપક્વ થાય,
કો પૂર જોસેથી વધ્યાંજ જાય;
વાવેતરોમાં રસ વૃદ્ધિ પામે,
ખેડુ જરાવાર જપી વિરામે. ૨૮

ઊભા તરૂ ધાન્યતણા ઝમેલા,
જે શીર્ષ છે કર્ષણથી નમેલાં;
જાણે શું વંદે નમી વિશ્વનાથ,
જોઈજ જાતે નિજ જન્મ સાર્થ[1]. ૨૯

ધોળાશ કો ધાન્યતરૂ ધરે છે,
પીયૂષથી[2] કર્ષણ તો ભરે છે;
પોષાઇ પોં'ચી[3] કણ પુષ્ટ થાય,
જે રક્ષવા ખેડુ ફુલાઇ જાય. ૩૦

ક્ષેત્રે શમી[4] બાવળને સમારી,
માળો કર્યો ત્યાં તરૂશાખ[5] ધારી;
ઊભા રહી ત્યાંથી ગલોલ તાકે,
ઉપદ્રવી પ્રાણી નિહાળી નાંખે. ૩૧

પંખીતણાં વૃંદ વહ્યાંજ જાય,
હ્યાંથી ઉડી ત્યાં પડતાં જણાય;
'હો હા' ઘણી રક્ષકકેરી ઝામે,
અન્યોન્ય સાદો કરતાજ સામે. ૩૨

ઉરાડતાં પંખી અસંખ્ય ખાંતે,
થાકે બરાડી પૂર જોસમાં તે;
માળેથી હેઠે ઉતરી વિરામે,
અંગેઠી[6] રૂડી રચી જેહ ઠામે. ૩૩

૧. સાર્થ=અર્થસહિત-સફળ. ૨. અમૃત-દૂધ. ૩. પોં'ચી=પહોંચાઇને.
૪. સમડી કે બાવળના ઝાડને સરખું કરીને. ૫. ઝાડની ડાળી ડાળાંઓ.
૬. પહોંક પાડવાને જરા ઉંડો ખાડો ખેતરમાં કે સેઢે બનાવે છે તે.

અંગેઠીએ વિંટી રહ્યા ઝૂખાળા,
હોત્રીજનો[1] શું રચી યજ્ઞશાળા;
અંગાર સિંચ્યો પ્રજળે સમીપે,
કુણ્ડે ધર્યો શું સમિધાગ્નિ[2] દીપે. ૩૪
હોત્રાગ્નિમાં તો હુતદ્રવ્ય[3] સીઝે,
વહ્નિ ગ્રહીને બલિદાન રીઝે;
શેષાન્ન જે પાછળથી રહેછે,
હોતા પ્રસાદી ગણી તે ગ્રહેછે. ૩૫
અંગેઠી-અગ્નિ[4] હુતવસ્તુ લે જે,
ભક્ષ્યાવિના તે અણતૃપ્ત રે'છે;
આ[5]હોત્રીઓની કૃતિ તો અનાડી,
આહુતીને કર્ષણ લેજ કાઢી. ૩૬
ભૂલે ગણી યજ્ઞપ્રસાદ તો તે,
હર્ષે ઘણી હોંસથી મંન પોતે;
આરોગી અજ્ઞાનથી તેજ હોંસે,
ઉચ્છિષ્ટ અન્ને ઉદરાગ્નિ[6] પોષે. ૩૭
છે રેકને પોં'કવધાઇ સારી,
પૌષ્ટિક એ ઔષધિ ગુણકારી;
ખાધાથકી વીર્ય વિશેષ વાધે,
માત્રાથકી જે નહિ કામ સાધે.[7] ૩૮
ખેડુતણા ખાસ ઘણાક લે'રી,
સેવે ભલી મોસમ પોં'કકેરી;
કો મોઝીલા મોજમસેજ આવે,
નાનાપદાર્થો[8] નિજ સાથ લાવે. ૩૯

૧. હોમ કરનારાઓ. ૨. સમિધ સળગાવીને કરેલો અગ્નિ. ૩ હોમેલા પદાર્થો. ૪. અંગેઠીમાંનો દેવતા. ૫. પહોંક પાડનારાઓ. ૬. પેટમાંનો જઠરાગ્નિ. ૭. સાધે=સધાય. ૮. ચટની-છાસ-સેવ-બરફી વગેરે.

બાગાયતી તૂલ બહુ રસાળું,
સુરમ્ય ક્ષેત્રોમહિં ક્યાંહિ ભાળું ;
શોભે સુરંગી રસથી ભરેલી,
ક્યારી વિષે શેરડીઓ ઝમેલી. ૪૦

જ્યાં જ્યાં જણાતો જળવૃષ્ટિટાંચો,[1]
દિસે રચ્યો ત્યાં કૂપવારિસાંચો ;[2]
પૂરે પ્રયત્ને મથી પાણી પાતાં,
જેથી રહે રક્ષઇ તૂલ માતાં. ૪૧

સંક્રાન્તિ[3] થાતી મકરે[4] રવિની,[5]
દારૂણ છે શીત અમિત જેની ;
માને વડું પર્વજ પુણ્યધામ,
દે અન્નવસ્ત્રાદિ અનેક દાન. ૪૨

જો માઘવૃષ્ટિ[6] અણચિન્તી થાતી,
કો ધાન્યને વિઘ્નરૂપી જણાતી ;
કોકોકને પુષ્ટિપ્રદાન-કારી[7],
લોકો તથાપિ ગણતા અકારી. ૪૩

કેવો તપે વાદળી તાપ તાતો,
ખેડુ સરીખો અકળાઇ જાતો ;
સ્થૂલાંગીઓને[8] દમતો ઘણેરૂં,
તો શું ગજું કોમળ-અંગી કેરૂં. ૪૪

જ્યાં જોરમાં ભુખરવાયુ[9] વે'છે,
ઝંખી[10] ત્વચા શુષ્ક બનીજ રે'છે ;

---

૧. વરસાદની ખોટ. ૨. કુવાનું પાણી કાઢીને તૂલને પાવાનો સંચો-કોશ. ૩. સંક્રમણ-સાથે જવું, સંયોગ. ૪. મકર રાશીમાં. ૫. સૂર્યનું મકર રાશીમાં જવું-સંયોગ, જેને મકરસંક્રાન્તિ કહેછે તે. ૬. માવઠું-માહ મહિનાનો વરસાદ. ૭. પુષ્ટિ આપનારી. ૮. સ્થૂલ-જાડાં શરીરવાળા. ૯. ઉત્તર તરફનો પવન. ૧૦. ઝંખી=ઝંખવાઇને.

વિરૂપતાએ ગ્રહ્યું શામવાન,[૧]
છે ગૌરગાત્રીનું[૫] મુકાયું માન.[૨] ૪૫
પારાંજળી[૩] પિત્તત્વચા વિકારી,
પીડા કરે તે તતડીજ ભારી;
ચીકાશ ચોળી કરતા સુંવાળી,
મુશ્કેલીથી તે નરમાસવાળી. ૪૬
કો મર્દતા માખણ નિજ અંગે,
સાબુવડે સ્નાન કરે સુરંગે;
ચોળી સુગંધો ધરતા સુવાસ,
છે વૈભવે નિત્ય નિમગ્ન આશ. ૪૭
કો પૂરપૈસે બહુ પાક સોહે,[૪]
ઘી સાકરોમાં મચી મંન મોહે;
નાનાવિધિ મેળવી સ્વાદુ[૫] મેવા,
પોષે પ્રીતે પિણ્ડ[૬] પ્રફુલ્લ રે'વા. ૪૮
આ ઋતુમાં અન્નરૂચિ વધે છે,
જાગૃત સૌનો જઠરાગ્નિ રે' છે;
મિષ્ટાન્નપાને મચી વિશ્વ આખી,
સામગ્રી નાનાવિધિ સજ્જ રાખી. ૪૯
શીતાર્ત્તિ[૭] હેમંત શિશિર કેવી,
જીવો પશુ પંખી ટઢાય તેવી;
છે સાધને પૂર્ણ મનુષ્ય તો જે,
હારી જતાં હિમપીડાથી સૌ તે. ૫૦
ઉર્ણાતણાં વસ્ત્ર ધનાઢ્ય ધારે,
જોરાવરી ટાઢ ખરે નિવારે;

---

૧. કાળું શરીર કદરૂપું થયું. ૨. ગોરાં શરીરવાળાનું માન મુકાયું છે. ૩. પારાંજળી=પરાંજળી-પિત્તવિકારવાળી ચામડી. ૪. સોહે=સોહાવે-ઉપભોગ કરે. ૫. સ્વાદુ=સ્વાદિષ્ટ. ૬. શરીર. ૭. ટહાડની પીડા.

નિર્વિત્ત[1] જીવો વિણઆશ્રયે[2] જે,
લાચારીએ ટાઢ સહે શ્રમે તે. ૫૧
કો રાત્રિ થાતાં ભીડો બાર બેસે,
કો ધટ્ટ આચ્છાદનમાં પ્રવેશે ;
કો કંપને[3] ના ગણતા લગાર,
બેસે ઘણાઓ મળી એકઠાર. ૫૨
અંગાર લૈ પાવકપાત્ર[4] માંહિ,
સંકોચી વર્તુલ વળેજ ત્યાંહિ ;
વાર્ત્તાવિનોદી ભળી એમ ભાવે,
આનંદમાં અર્ધનિશા ગુમાવે. ૫૩
માર્ગિક કો બા'ર પડેલ વાટે,
અગ્નિતણી હુંફથી રાત કાઢે ;
કો યોગીઓ આગ્રહ નીમ ધારી,
રે'તા પ્રવેશી નિત શીત વારિ. ૫૪
ભારી સમી શીત શિશિરકેરી,
આનંદકારી સુરખી ઘણેરી ;
હર્ખ્યા ઘણું લોક બની સુખાળા,
થોડીક હુંફે બનતા હુંફાળા. ૫૫
શીતોષ્ણતાનું[5] સમભાવ[6] થાતું,
ભૂગોળ તે ભવ્ય બન્યું જણાતું ;
સત્તાધિકારી[7] ઋતુરાજ[8] રાજે,
થાતો સુભાગી ભગવાન આજે. ૫૬

---

૧. પૈસા વગરના. ૨. આશ્રય વગરના. ૩. ટહાડની ધ્રુજારી ૪. દેવતાનું વાસણ–સગડી. ૫. ટહાડ અને ગરમીનું. ૬. સરખાપણું ૭. રાજા–સૃષ્ટિસૌંદર્યનો સત્તાધીશ. ૮. ઋતુઓમાં શ્રેષ્ઠ–વસંતઋતુ.

# વસંત—ઉષ્ણકાળ.—ગ્રીષ્મ.

## ઇન્દ્રવજ્રા.

સામર્થ્ય શીતાર્તિતણું વિરામ્યું,
આહ્લાદ[1] આ લોકનું મંન પામ્યું;
સે'જે થતાં કોમળ સર્વ ગાત્ર,
વિશ્રાન્તિમાં હોય મનુષ્યમાત્ર. ૧

ખેડુ ઘણાકો વનવાસીઓ જે,
છાંઈ મઢુલી વનમાંજ રે'છે;
લેતાં ખરી લે'જત સુખકારી,
આરોગ્યતામાં શ્રમ દે વિસારી. ૨

વાધ્યો દિસે જેમ વસંત તે જ્યાં,
દીપી રહે થૈ તરૂ શોભતાં ત્યાં;
શોભા વધી વાટિક[2] કુન્જ બાગે,
સૌન્દર્ય સૃષ્ટિનું સુરમ્ય લાગે. ૩

વાયુ ગ્રહી પુષ્પપરાગ[3] આવે,
આનંદ ઉરે અતિ ઉપજાવે;
ધારી ગળે કો મૃદુ પુષ્પમાળા,
સુગંધથી ઘ્રાણ[4] કરે સુખાળા. ૪

જ્યાંત્યાં ખિલેલાં વનપુષ્પ દિસે,
વિહંગમો[5] સુસ્વર કાઢી હિંસે;
બે'કી સુવાસિત સમીર[6] વાતો,
વાતામ્બુધિમાં[7] પ્રસરી સમાતો. ૫

---

૧. આનંદ. ૨. વાટિક=વાટિકા-વાડી. ૩. ફૂલમાંથી નિકળતી સુવાસ. ૪. વાસ લેવાની ઇન્દ્રી-નાક. ૫. પક્ષી. ૬. પવન. ૭. વાતાવરણ.

વેલી વનોની ભરી પત્રફૂલે,
નીચી નમી અંગ નિહાળી ઝૂલે ;
જાણે નવોઢા[1] ચપલાક્ષિ બાળી,
નીચું નિહાળે ઝુકી આંખ ઢાળી. ૬
જોજો જળે પૂર્ણ તડાગ[2] પેલું,
જોડું તીરે સારસનું ઊભેલું ;
કેવા કરે કલ્લ્લ શબ્દ માતા,
એકેકથી તે અળગાં ન થાતાં. ૭
શું પ્રીતિ એની જગમાં જણાય,
જોડી તુટે[3] અન્યથી ના જીવાય ;
છે માંહી તો મૂઢ મનુષ્ય રીતિ,
ખંડીત થૈ અન્યવિષે શું પ્રીતિ. ૮
હુતાશની[4] કાળ સમીપ આવ્યો,
દીપાવળી[5] પર્વ સમાન ભાવ્યો ;
ભેળા ભળી ભૂજન લાભ લેતા,
વિનોદહાસ્યે[6] વિધિયુક્ત રે'તા. ૯
ઉકાળીને કિંશુકપુષ્પવારિ,[7]
અન્યોન્ય છાંટે નળીયંત્ર[8] ધારી ;
સુવસ્ત્ર રંગીત બને ભિંજાઇ,
ગુલાલથી વાદળ રે'તું છાઇ. ૧૦
હર્ષિત ઘેલાં બહુ બાળ બાળા,
કોટે ધરે ખાંડખિબાંની[9] માળા ;

---

૧. સ્ત્રીના વેશમાં આવતી છોકરી. ૨. તળાવ. ૩. તુટે=તુટયે—સારસને માટે એમ કહેવાય છે કે એ નરમાદા સાથેજ રહે અને એકનું મોત થાય તો બીજાનું જીવેજ નહિ. ૪. હોળી. ૫. દિવાળી. ૬. હાસ્ય-વિનોદને માટે જુદી જુદી યુક્તિઓ કરેછે. ૭. કેસુડીના ફૂલનું ઉકાળેલું પાણી. ૮. પીચકારી. ૯. હારડા.

હસ્તે ગ્રહી ગુચ્છ ગુલાબકેરા,
જ્યાં ત્યાં ફરે અર્ભક થૈ ઉચેરા. ૧૧
સંગીત નૃત્યાદિ શુભોત્સવો ત્યાં,
વાજે રૂડાં વાદ્ય[1] ઘરેઘરોમાં[2];
આળાપતા કો બહુ રંગમાતા,
સુકંઠથી હોરી વસંત[3] ગાતા. ૧૨
આંબે રૂડો મોર હરિત[4] ડોલે,
ટૌકા કરી કોકિલ[5] ક્યાંહિ બોલે;
મોરે ભરેલી તરૂશાખ માંહિ,
સાંચે મધુ[6] ત્યાં ભ્રમરો ભરાઇ. ૧૩
કો કૂપમાં દિસતી રેંટમાળા,
ચાકે ચઢે છે ઘટ તે બિચારા;
જીવો ન જંપે વ્યવહારવેડે,
ચાકે ચઢ્યા જે ભવકૂપરેંટે.[7] ૧૪
ધાન્યાદિનો પાક નવો સમારી,
સંચે સુખી ખેડુ ભવિષ્ય[8] ધારી;
વિશેષનો વિક્રય[9] તો કરે છે,
નાણાં લઇ ન્યાલ થઇ ફરે તે. ૧૫
જે તે જઇ માલ પિઠે[10] ધરે છે,
સાટાં સહુ વસ્તુતણાં કરે છે;
દેશાન્તરે માલ વહાણ જાતો,
વેપારીનો વર્ગ વિશેષ માતો. ૧૬

---

૧. વાજાં. ૨. ઘેરેઘેર. ૩. વસંત રાગ. ૪. લીલો. ૫. કોકિલ=કોકિલા. ૬. મધ. ૭. આ સંસારરૂપીકુવાની રહેંટમાળ-સંસારની ખટપટ. ૮. ભવિષ્યનો વિચાર કરીને. ૯. વેચાણ. ૧૦. અનાજ વગેરેના જ્યાં સાટાં થાય છે તે જગ્યા.

દેવીપૂજાના[1] દિન પ્રાપ્ત થાતાં,
ઉપાસકો ઉદ્યમમાં જણાતા ;
દેવી વિષે છે દૃઢ જેહ ભક્તિ,
પૂજે ઘણા પ્રેમથી આદ્યશક્તિ. ૧૭
કો કુળદેવી ગણી સ્થાપી તેને,
રે'તા ફળાહાર-વ્રતી[2] બનીને ;
આરાધતા આસ્તિક નીમ[3] પાળે,
નિવૃત્તિમાં તે નવરાત્રિ ગાળે. ૧૮
વેગે વહે ઋતુ વસંત સારો,
ઝામે ઉનાળો અકળાવનારો ;
કીધી વસંતે સઘળી સજાઇ,
દેખી ટૂંકે ગ્રીષ્મતણી ચઢાઇ. ૧૯
કો વૃક્ષ દીપે નવ પલ્લવોએ,
પુષ્પો અને મિષ્ટ મૃદુ ફળોએ ;
આનંદતા જેમ જનો દિસે ત્યાં,
પ્રાપ્તિ ફરી અંગી[4]તણીજ થાતાં. ૨૦
રૂડાં રસીલાં ફળ દેખી વૃક્ષે,
લોભી જનો લાલચથી વિલક્ષે ;
પક્વાન્ન[5]જંબૂ[6]ફલ દ્રાક્ષ આદિ,
સેવે સહર્ષે જન જે સુસ્વાદી. ૨૧
સૂર્યાગ્નિની તીવ્ર પીડાથી તાતા,[7]
સંતપ્ત[8] સૌ માનવીઓ જણાતા ;

---

૧. દેવીપૂજાના દિન = નવરાત ( ચૈત્રી )—અશ્વિનમાં પણ દેવીના નવરાત કરે છે. ૨. ફળાહારવૃત્તિ = ફળ ખાઇને વ્રત કરનારા. ૩. નીમ = નિયમ. ૪. સગાં, સ્વજન. ૫. પાકી કેરી. ૬. જાંબુ. ૭. તપેલાં. ૮. ખૂબ તપેલા—બળ્યા બળ્યા થતા.

હોક્રિ ઘણાકો અવિલંબી[1] કાય,[2]
જાણે જશે જીવ ક્ષણેક માંહ્ય. ૨૨
એવે કદાપિ શીળવાદળાં[3]થી,
સંતુષ્ટ કોની ચિતવૃત્તિ થાતી;
જ્યાં દીપ્ત[4] દિવાકર મુક્ત થાતો,
વહ્નિતણો વેગ વધ્યો જણાતો. ૨૩
કો પુષ્ટ-અંગી ઉકળે બિચારા,
અંગે ઝરેછેજ પ્રસ્વેદ[5]ધારા;
વ્યાકુળતા થાતી અસહ્ય ભારી,
વસ્ત્રોતણી હોય ઘણી ખુવારી. ૨૪
કોવેળ ધીકે અરૂણાગ્નિ તાતો,
ધીક્યો બળ્યો જંનસમૂહ થાતો;
વેઠે વપુ[6] વિહ્વળતા અપાર,
યોજે ઘણા થંડક ઉપચાર. ૨૫
કોકોક પંખો ગ્રહી વાયુ ખાતા,
તોએ ન ટાઢા પડતા જણાતા;
તપ્તાંગી[7] કો ચંદન લેપી અંગે,
હિંડોળી ટાઢા પડતા ઉમંગે. ૨૬
બેસી બગીચે બહુ વાયુ લેતા,
ફુટે ફુવારા સુખશાન્તિ દેતા;
શીતામ્બુધારા[8] સજી અંગ સારે,
અસ્વસ્થતા અંગતણી નિવારે. ૨૭

---

૧. અવિલંબી=લંબાવીને-લાંબા થઇ સુઇ જઇને. ૨. કાય=કાયા-શરીર. ૩. શિયાળામાં વાદળાંને લીધે તડકો નહિ પડેત્યારે. ૪. પ્રકાશેલો. ૫. પરસેવાના રેલા. ૬. વપુએ=શરીરે. ૭. તપેલાં શરીરવાળા. ૮. ટાઢા પાણીની ધાર-છંટકાવ.

વ્યાકુળવેશી જન જેમ તેમ,
અત્યંત યુક્તિ રચતાજ એમ;
આવા દિસે વ્યગ્ર બનેલ ભોગી,
પંચાગ્નિ સેવે કહું હઠ્ઠયોગી. ૨૮

વાયુ વિષે ઉષ્ણ અતિશ વાધે,
તેથી વહી લૂ[1] નિજ કાર્ય સાધે;
આગે ધીક્યાં અંગ અધિક રાખે,
ઝાઝા જનોને સપડાવી નાંખે. ૨૯

કોવાર મધ્યાહ્ન સમોજ થાતાં,
પશ્વાદિ પ્રાણી અકળાઇ જાતાં;
કો હાંફતાં જીભ બહાર કાઢી,
કો શોધતાં છાંય ફરે બરાડી. ૩૦

કો ખેચરો[2] ઊડો ગગને[3] જાતાં,
આરામ લેવા અતિ વેગી થાતાં;
જો ઘટ્ટ વૃક્ષો નહિ હાથ લાગે,
ભોંયે પડે તે તફડી અભાગે. ૩૧

રેતાળ નિર્વારિ પ્રદેશ જ્યાં જ્યાં,
દુઃખી પ્રવાસી બહુ દિસતા ત્યાં;
શીર્ષે ધીક્યા પાદ તળે સિઝાતા,
તૃષાર્ત્તિથી[4] કો ગતપ્રાણ[5] થાતા. ૩૨

લૂણી[6] ધરામાં મૃગવારિ[7] ભાસે,
દેખી મૃગો પાન[8] ગણી ઉલાસે;
નિશ્વાસી અંતે થઇ ભંગઆશા,
દે પ્રાણ છાંડી ન ટળે પિપાસા.[9] ૩૩

---

૧. ગરમીની ઝપટ. ૨. પક્ષીઓ. ૩. ગગન. ૪. તરસનું દુઃખ. ૫. મરી ગયેલા. ૬. ખારવાળી. ૭. ઝાંજવાનું જળ. ૮. પીવાની વસ્તુ. ૯. તરસ

ઉર્વીઉરે એમ જનો વિહારી,
મિથ્યા સુખો મિષ્ટ સુધામ્બુ[1] ધારી;
તલ્પીજ તલ્પી શ્રમ ખૂબ શોષે,
ત્રાસી મરે મોક્ષતૃષા ન તોષે.[2] ૩૪

જ્યોતિષિ એવી ગણના કરે છે,
પ્રત્યેક વર્ષે દિવસો ઘટે છે;
આ ખોટથી એમ ગણિત લાવે,
વર્ષે ત્રીજે માસ અધિક[3] આવે. ૩૫

જે તે[4] ઋતુમાં બહુ માન જેનું,
મોટું કહ્યું શાસ્ત્ર મહાત્મ[5] એનું;
છે સૌ ઋતે રંગ[6] વધારનારો,
પાપીતણાં પાપ મુકાવનારો. ૩૬

માને મનુષ્યો પૂર પુણ્યમાસ,
દેવો કરે આ અવનિ અવાસ;
સાધુજનો સૌ પરમાર્થ સાધે,
પ્રેમી ઉરે પ્રેમ અધિક વાધે. ૩૭

નાનાવિધિ ટેક વિવેકી પાળે,
જંજાળમાંથી ચિત[7]વૃત્તિ વાળે;
કો આંતરે અન્નફળાદિ લે છે,
નિત્યે નિરાહાર ઘણાક રે'છે. ૩૮

પાળે ઘણા નિયમ પુણ્યદાને,
મુક્તિતણું સાધન એજ માને;

---

૧. અમૃત જળ. ૨. સંતોષાય. ૩. એક વધારાનો મહિનો જેને-અધિક માસ, પુરૂષોત્તમ માસ, મળ માસ-વગેરે કહે છે. ૪. જે તે ઋતુ=સઘળી ઋતુ-ગમે તે ઋતુમાં. ૫. મહાત્મ્ય. ૬. ખૂબીમાં વધારો કરનાર. ૭. ચિત્ત.

કો સાંભળે વેદપુરાણ પ્રીતે,
રે'છે મચ્યા અન્ય અનેક રીતે. ૩૯

કો દેવને લાડ લડાવી રાચે,
દેવાલયોમાં દીપમાળ સાંચે[1];
દીપે ધર્યાં ઝુમ્મર હાંડી જ્યાં ત્યાં,
ધારી વસ્યો શું વિધુ[2] રૂપ ઝાઝાં. ૪૦

વાંચે ઘણાકો સ્તુતિપાઠ ભાવે,
વાદિત્રથી મંડપ કો ગજાવે;
કો દેવદ્વારે કરી રંગરાગ,
સામાન્ય રીતે ગણતા સુભાગ. ૪૧

અંગારથી અંબર જે ભરેલું,
વાડી વનોને નહિ સે'લું સે'લું;
ત્રાસી બને વંનપ્રદેશ તાતો,
શુષ્કાંગી[3] થૈ નિત્ય રહે સિઝાતો. ૪૨

કાસાર કો રમ્ય રચ્યાં ઘણાએ,
નિરામ્બુ[4] જે નીરસ તો જણાએ;
દંભી જનો શુષ્ક સુવેશી કેવા!
વિવેક વિદ્યા રસ વિણ જેવા. ૪૩

વિનાતરૂ તાપથકી તપેલી,
બિહામણી ક્ષેત્રભૂમિ બનેલી;
આડું નિહાળી જીવ દૂર ભાગે,
સ્વાર્થી જનો જેમ દરિદ્રી[5] ત્યાગે. ૪૪

---

૧. ગોઠવે. ૨. વિધુ=ચંદ્ર જાણે ઘણાં રૂપ ધારણ કરીને પૃથ્વી પર આવી વસ્યો હોય. ૩. સુકાયલાં શરીરવાળો–સુકાઇ ગયલો. ૪. પાણી વગરના. ૫. દરિદ્રી=દરિદ્રીને.

જ્યાં એકદા ક્ષેત્રપ્રદેશ કેવો !
ફુલ્યો ફળ્યો બાગ બનેલ જેવો ;
સ્થિત્યન્તરો જગ્ત[1] સમસ્ત લેતું,
જાણેજ અલ્પજ્ઞ[2] શું ગુપ્ત હેતુ. ૪૫
ચોમેર જોતાં બહુ ત્રાસ આવે,
જાવું તજી દ્વાર જરી ન ભાવે ;
એવે ઉનાળે નવ ખેડુ હારે,
ખોદી ખણી ખેતરને સુધારે. ૪૬
તૈયારી વર્ષાઋતુ કાજ રાખે,
જેનાં ફળો વિશ્વ અખિલ ચાખે ;
એ જગ્તમાં જીવ જીવાડનારા,
સર્જ્યા શ્રમીને તન તોડનારા. ૪૭

સંધ્યા થતાં બાફ જરા સમાતો,
કો કો સમે શીત સમીર[3] વાતો ;
હિંસારતાં સુરભી જૂથ જાતાં,
ચારો ચરી ગ્રામપ્રતિ પળાતાં. ૪૮
દિગંત[4] દેખાવ રમણ્ય[5] રંગી,
દેખી દૃગો[6] રાચી બને ઉમંગી ;
સંતોપદાયી[7] શશિયોગ પામી,
કો રાત્રિએ વિશ્વ સુખે વિરામી. ૪૯

જુઓ પણે છે વટવૃક્ષ[8] સામે,
પંથી ઘણા પ્રેમથી જ્યાં વિરામે ;

---

૧. જગ્ત=જગત-માં સ્થિતિનાફેરફાર થતા. ૨. થોડા જ્ઞાન વાળા. ૩ પવન. ૪. દૃષ્ટિમર્યાદા–ક્ષિતિજ, ૫. રમણીય. ૬. આંખ. ૭. ટાઢાં પાડનારા ચંદ્રનો યોગ થવાથી–રાત પડે ને ચંદ્ર ઉગે ત્યારે. ૮. વડનું ઝાડ.

વાપીતણો[1] કૂપ સમીપ છે જ્યાં,
અંબુસુધાપાન[2] તૃપ્તી કરે ત્યાં. ૫૦

આવી ઘણાં પક્ષી તરૂવરે જ્યાં,
આરામતાં રાત્રિતિમિર[3] થાતાં;
કલ્લોલતાં મિષ્ટધ્વનિ ઉચ્ચારી,
આશ્વાસતાં[4]સ્થિત[5]જનો વિહારી.[6] ૫૧

કો અંગધીક્યા અનુરાગીઓ જે,
આવી ઠરે ત્યાં ગૃહ ત્યાગી સૌ તે;
રાજી થઈ રાત્રિ તહિંજ ગાળે,
વાડી વજીફા ગણી મંન વાળે. ૫૨

પાસે લીલા પીત[7]તણાજ ક્યારા,
રૂડા રચ્યા કોક અનેક ન્યારા;
આકર્ષતા તે ચિત સર્વનાં ત્યાં,
માલિક પાણી નિત[8] સિંચતો જ્યાં. ૫૩

જે પાણી પાતાં નહિ લેશ થાકે,
તાજાં નવાં શાક અનેક પાકે;
શોધી લીલાં વૈભવી જ્યાંથી લાવે,
સ્વાદેન્દ્રિને તે સુખ ઉપજાવે. ૫૪

વાયુતણો વેગ વિશેષ વાધે,
સૃષ્ટિ વિષે શત્રુનું કાર્ય સાધે;
ચોમેરથી તે ફુંકતો જણાય,
દિશા નહીં નિશ્ચય જેની થાય. ૫૫

---

૧. વાવ—અને તેની સાથેનો કુવો. ૨. પાણીરૂપી અમૃતનું પાન કરે—પીએછે. ૩. રાતનું અંધારૂં. ૪. આનંદ પમાડે છે. ૫. સ્થિતજનોને=ત્યાં મુકામ કરેલાં માણસોને. ૬. વિહારી=વિહારી ને—રમતગમતથી. ૭. પાણી પાયાથી થતાં શાક વગેરેના ક્યારાઓ. ૮. નિત=નિત્ય.

કેવો કરે ઘુઘવી[1] ઘુઘવાટો,
સે'વાય ના કોથકી સુસવાટો;
ઉરાડતો ધૂળ અતિશ ઊંચે,
કોકો સ્થળે તે ઢગ વાળી સિંચે. ૫૬
વાયુતણું થંભન કોક વેળે,
વિક્રાળ વહ્નિ વરસાવી મેલે;
વ્યાકુળતા સર્વસ્થળે વધારી,
ત્રાહિ[2] વિભો વિશ્વ વદે પુકારી. ૫૭
આ સૂર્યસામર્થ્ય વધી સમગ્રે,[3]
આકર્ષીને અંબુ ભરેજ અગ્રે;
એ વિધ્ય[4] આગે[5] રચી મેઘમાળા,[6]
અંતે કરેછે જનને સુખાળા. ૫૮
વાયુ વધ્યો જ્યાં કરી સુસવાટો,
દિસે દબાતો સમી[7] ઉકળાટો;
ધીરે ધીરે શાન્તિ પ્રસાર પામી,
ત્યાં વેદના વહ્નિતણી વિરામી. ૫૯
લે'રી[8] કરી મંદ સમીર વાતો,
આકાશમાં અભ્રઘટાવ[9] થાતો;[10]
વર્ષાતણાં વાદ્ય વિવિધ વાજે,
થાતો સુભાગી ભગવાન આજે. ૬૦

---

૧. ઘુ ઘુ કરીને દરિયા ઉપરથી ફુંકતો આવતો પવનનો અવાજ (અનુકરણ શબ્દ). ૨. ત્રાહિ='અમારૂં રક્ષણ કરો' એમ. ૩. સર્વ-સ્થળે. ૪. એ વિધ્ય=એ વિધિએ-એ રીતે. ૫. આગે=આગળ. ૬. મેઘમાળા=વાદળાંનો જમાવ. ૭. સમી=સમાઇને-ઓછા થઇને. ૮ લે'રી=લહેરી-લહરી. ૯. વાદળાંનો જમાવ. ૧૦. થાતો=થતો.



श्री

# કાવ્યવિલાસ–ટીકા.



## संक्षेपचिन्ह.

सं. = संस्कृत. फा. = फारसी. अलं. = अलंकार. समा. = समास. કર્મધા० = કર્મધારય. દ્વિ० = દ્વિગુ. દ્વિ० ત० = દ્વિતીયાતત્પુરૂષ, તૃ० ત० = તૃતીયા—, ચ० ત० = ચતુર્થી—, પં० ત० = પંચમી—, ષ० ત० = ષષ્ઠી—, સ० ત० = સપ્તમી—, ન० ત० = નઞ—, ઉપ० ત० = ઉપપદ—, પ્રા० ત० = પ્રાદિ—. બહુ० = બહુવ્રીહિ. અવ્ય०= અવ્યયીભાવ. મધ્ય० = મધ્યમપદલોપી. ધા०= ધાતુ. ભૂ० કૃ० = ભૂતકૃદંત. પ્રે० ભે० = પ્રેરકભેદ. ક્રિ० = ક્રિયાપદ. ક્રિયાવિ० અ० = ક્રિયાવિશેષણ અવ્યય.

---

**શ્રી**—એ શુભવાચક શબ્દ છે. યશ, શોભા, લક્ષ્મી, કલ્યાણ, એવા એવા એના અર્થ થાય છે; અને દેવ, ગુરૂ, પુણ્યક્ષેત્ર પ્રતાપી પુરૂષો આદિના નામની પૂર્વે મુકવાની રીતિ છે.

**કાવ્યવિલાસ**—સં. [ काव्य = કવિતા + विलास = આનંદ ] કાવ્યપ્રદેશમાં આનંદને માટે ફરવું તે.

## ઈશ્વરપ્રાર્થના.

૧. **વિશ્વેશ્વર**—સં. [ विश्व = જગત + ईश्वर = ઉપરી ] દુનિયાનો ઉપરી–પરમેશ્વર.

**વિભુ**—સં. [ वि = વિશેષે + भू = થવું ] સર્વવ્યાપક ઈશ્વર.

**વિશ્વાસી**—[ સં. वि = વિશેષે + श्वस् = શ્વાસ લેવો ] આસ્તિક, ભરોસાવાળો.

**વિલંબ**—સં. [ वि = વિશેષે + लंब् = લંબાવવું ] ઢીલ.

**વર**—સં. [ वृ = પસંદ કરવું ] પસંદ કરેલું, માગેલું-વરદાન.

**વિમળ**—[ સં. विमल–वि = વિના + मल = મેલ ] શુદ્ધ.

**ભાખું**—[ સં. भाष् = બોલવું ] બોલું, કહું.

૧. **ત્રિગુણાત્મ**—[ સં. त्रिगुणात्मक-त्रि = ત્રણ + गुण + आत्मक ] ત્રણ ગુણ ( સત્વ, રજ, ને તમ ) તેને લગતું

**ભિન્ન મિષે**—સં. [ भिन्न = જુદાં + मिष = બહાનું ] જુદાં જુદાં કારણને અનુસરીને.

**સ્વયંભુ**—સં. [ स्वयं = પોતે + भू = થવું ] આપો આપ થયલો, અકારણ, આદિ-મૂળ વસ્તુ-સૌથી પહેલો.

**સ્વત:**—સં. = પોતે.

૩. **સંજ્ઞા**—સં. [सं = સારી રીતે + ज्ञा = જાણવું] ઓળખવાની નિશાની, નામ.

૪. **અહંભાવ**—સં. [ अहं = હું + भाव = વૃત્તિ-ધા૦ भू = થવું ] હું પણું-હું એવો અભિમાન.

**લેખે**—[ સં. लक्ष् = ધ્યાન આપવું, ગણવું ] ગણે.

૫. **દ્વિધાભાવ**—સં. [ द्विधा = જુદાપણું + भाव-भू = થવું ] બેપણાનો-જુદાપણાનો ભાવ.

૧. **વિસ્મિત**—સં. [ वि + स्मि = આશ્ચર્ય પામવું ] ચકિત.

**અદ્ભુત**—સં. = આશ્ચર્યકારક. અજાયબજેવું.

**અગમ્ય**—સં. [ अ = નહિ + गम्य = સમજાય એવું-ધા૦ गम् = જવું-માં જવું-નો ભેદ પામવો-નું રહસ્ય સમજવું.] જાણી-સમજી ન શકાય એવું.

**તંત્ર**—સં. [ तन् = ખેંચવું, વિસ્તારવું ] વિસ્તારવાળું-મોટું કાર્ય. ( આ સૃષ્ટિરૂપી તંત્ર ).

**વંદ્ય**—સં. [ वंद् = નમવું ] નમવાયોગ્ય-વંદન કરવા યોગ્ય.

૨. **યોગી**—સં. [ युज् = જોડવું ] પ્રાણને પરમાત્માની સાથે જોડનાર ( યોગ સાધનવડે ). જીવ બ્રહ્મનું ઐક્ય કરનાર.

**સહાયભૂત**—સં. [ सहाय-( सह, સાથે + अय-इ = જવું )-મદદ + भूत-भू = થવું-નો ભૂ૦ કૃ૦.] મદદગાર.

**ભાવી**—સં. [ भू-भव् = થવું ] ભવિષ્ય.

**સર્વથા** = સર્વ પ્રકારે. ક્રિયા વિ૦.

# प्रथम विलास.

## अभिषेकमुहूर्त.

૧. **ધનરાશી**—સં. નક્ષત્રના બાર ચક્ર જેને **રાશિ** કહે છે તેમાંની એક—૧૨ રાશિનાં નામ—**મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ** ને **મીન.**

૨. **મુહૂર્ત**—સં. કોઇ કાર્ય આરંભવાનો અનુકૂળ મંગળ સમય.

૩. **સહજ**—સં. [ सह = સાથે + ज = ઉત્પન્ન થયલું-ધા૦ जन्-जा = જન્મવું ] જન્મથી પરિચયમાં આવતાં જે સાધારણ થઇ પડેલું તે-સ્વાભાવિક.

૪. **અમિત**—સં. [ अ = નહિ + मित = માપેલું-मा = માપવું-નો ભૂ૦ કૃ૦] અણમાપેલું, અણધાર્યું.

૬. **દિવ્ય**—સં. [ दिव् = પ્રકાશવું ] તેજસ્વી, ઈશ્વરી.

૭. **સૃષ્ટવસ્તુ**—સં. [सृष्ट = સરજાયલી-सृज् = ઉત્પન્ન કરવું-ના ભૂ૦કૃ૦ वस्तु = પદાર્થ ] દુનિયામાં ઉત્પન્ન થયલા પદાર્થો.

**દિગંત**—સં. [ दिक् = દિશા + अंत = છેડો ] દૃષ્ટિમર્યાદા.

૯. **આનંદાર્ણવ**—સં. [ आनंद-आ + नद् ગર્જવું, પોકાર કરવો, = હર્ષ + अर्णव = સમુદ્ર ] આનંદનો સાગર.

૧૦. **વિજયવાદ્ય**—સં. [ विजय = ફતેહ वि = વિશેષે + जि-जय् = જીતવું + वाद्य = અવાજ-वाद्-ધા૦ वद् નો પ્રે૦ ભે૦ = વગાડવું ] ફતેહના અવાજ.

૧૧. **પ્રેમપ્રસાદ**—સં. [ प्रेम + प्रसाद = કૃપા ] પ્રેમના કૃપાદાન.

**સાર્વભૌમપદ**—સં. [ सार्व-सर्व = સઘળા, भौम-भूमि = દેશો ( નો રાજા ) + पद = પદવી. ] ચક્રવર્તિની પદવી.

**ભરતખંડ**—સં. હિન્દુસ્તાન. **ભરત** રાજાના નામ પરથી એ ભાગનું નામ ભરતખંડ કહેવાય છે. પૂર્વે નવખંડ ગણાતા તેમાંનો એક ખંડ.

**રાજ્યભક્તિ**—સં. [ राज् = શોભવું, भज् = ભજવું ] રાજસેવા, વફાદારી.

## शुभजन्मसमय.

૨. **મધ્યાન**—સં. [ मध्याह्न—मध्य = વચલો + अहन् = દિવસ ] દિવસનો વચલો ભાગ—બપોર.

૩. **રાજ્યશિરોમણી**—સં. [ राज्य + शिरोमणि = ચઢિયાતો—शिरः + मणि ] રાજાઓમાં શ્રેષ્ઠ.

## राज्याभिषेकमहोत्सवपर्व.

૧. **ભુવન**—સં. [ भू—भव् = થવું ] ત્રિભુવન—ત્રણ લોક—સ્વર્ગ, મૃત્યુ, પાતાળ.

૨. **ધરા**—સં. [ धृ = ધારણ કરવું ] ધરતી, પૃથ્વી.

**સંતુષ્ટ**—સં. [ सं + तुष् = સંતોષાવું ] સંતોષ પામેલી.

**શિશિર**—સં. = ૭ ઋતુમાંની એક ( માર્ગશીર્ષ, પોષ. )

૬. **જયી**—[ સં. जि—जय् = જીતવું ] ફતેહમંદ.

૭. **આપ્તવર્ગ**—સં. [ आप्त = આવીમળેલો—અનુકૂળ, હિતૈષી. आप् = મેળવવું—નો ભૂ૦ કૃ૦ + वर्ग = समूह ] આવી મળેલાં—પોતીકાં સગાં સંબંધીનો સમૂહ.

**અલૌકિક**—સં. [ अ = નહિ + लौकिक = લોકને લગતું—સાધારણ ] અસાધારણ. આ લોકમાં નહિ હોય એવું.

**અર્ધાઙ્ગના**—સં. [ अर्ध = અડધું + अङ्गना = સ્ત્રી ] સુખદુઃખ આદિની વિભાગી—ધણીઆણી.

૮. **સ્તુત્ય**—સં. [ स्तु = વખાણવું ] વખાણવા યોગ્ય.

**સુશિક્ષિત**—સં. [ सु = સારા + शिक्षित = ભણેલા—शिक्ष् = શિખવવું—નો ભૂ૦ કૃ૦ ] સારા ભણેલા—વિદ્વાન.

૧૨. **લાઘવી**—સં. [ लघु = સૂક્ષ્મ—બારીક ? ] ચંચળતા.

**અનુકારી**—સં. [ अनु = પાછળ—પ્રમાણે + कृ = કરવું ] કહ્યા પ્રમાણે કરવું એવી. આજ્ઞાધીન.

૧૪. **યથેચ્છા**—સં. [ यथा = પ્રમાણે + इच्छा ] જોઇએ તેટલી.
**આરૂઢવું**—[ સં. आ + रुह् = સવાર થવું ] સવારી કરવી.
૧૬. **પ્રજા-ઉન્નતિ**—સં. = લોકોની આબાદી-ચઢતી.
૧૯. **રથારૂઢ**—સં. [ रथ + आरूढ -ભૂ૦ કૃ૦ ] રથમાં બેઠેલા.
**નેત્રનિમેષ**—સં. = [ नेत्र = આંખ-नी-नय् = દોરવવું + निमेष = બે પાંપણનું ઉઘાડ દે થવું ] આંખનો પલકારો.
૨૦. **રૂવે**—फा. [ रु = ચહેરો ] મારફતે.
**સ્વીકારી**—[સં. स्वी = પોતાનું + कृ = કરવું ] કબૂલ કરી.
**દંભી**—[ સં. दंभ = ખોટો ડોળ ] ડોળ-દમામ કરનાર.
૨૧. **કૃપાપાત્ર**—સં. [ कृपा + पात्र = યોગ્ય ] મહેરબાનીને લાયક. જેને મહેરબાની કરવી ઘટે એવા ગરીબ.
૨૨. **નિયોગ**—સં. [ नि = વિશેષે + योग-युज् = જોડવું ] ઉપયોગ.
**શાન્તિદા**—સં. [ शान्ति + दा = આપવું ] સંતોષકારક.
૨૪. **અભિષેક**—સં. [ अभि = ચારેમેર-ઉપર + सिच् = સિંચવું-રેડવું ] રાજ્યગાદીએ બેસવાની ક્રિયા.
**દિલોજાની**—फा. [ दिल = હૈયું + ओ-व = અને + जान = જીવ ] અત્યંત હેત.
૨૫. **અન્યથા**—સં. = બીજી રીતનું-રદ.
૨૬. **દૈવી સિદ્ધાન્ત**—સં. [ दैवी = દેવનો-सिद्ध = નક્કી + अंत = છેડો ] ઇશ્વરે નિર્માણ કરેલો સેવટ-નિશ્ચય.
૨૮. **પ્રત્યેક**—સં. [ प्रति = દર + एक ] દરેક.
૨૯. **વિવિધાકૃતિ**—સં. [ विविध = જુદા જુદા + आकृति = આકાર-आ + कृ = કરવું ] જુદા જુદા આકારના.
**ચિત્રવિચિત્ર**—સં. = તરેહવાર રંગ અને ચિત્રોથી શોભતાં.
**ચંદ્રભા**—સં. [ चंद्र + भा = કાન્તિ ] ચંદ્રનો પ્રકાશ,
૩૦. **દૃષ્ટિ**—સં. [ दृश् = જોવું ] નજર-આંખ.
૩૧. **ભર્યાં પત્ર તાજે**—તાજાં પાંદડાંથી ભરેલાં.
૩૨. **આંગણ**—[ સં. अङ्गन ] ઘરનો આગલો ભાગ.
**વિરામે**—સં. [ वि = વિશેષે + रम् = રમવું ] વિરામ પામે-ઠરે-ટાઢી થાય.

**નાનાકૃતિ**—સં. [ નાના = જુદા જુદા + आकृति = આકાર ] જુદા જુદા આકારના.

33. **ગાયક**—સં. [ गै = ગાવું ] ગવૈયા.

**અળાપે**—[ સં. आ + लप् = રાગ કાઢવો ] રાગનો અળાપ કરીને તાલ સુર સહિત ગાય.

**તાન લઈને**—ગળામાં સુરને-ખટકાવી, લંબાવીને.

૩૪. **હુસ્તચાતુર્ય**—સં. હાથની ચતુરાઇ-હાથચાલાકી.

**વાદિત્રના વાદ્ય**—સં. [ધા૦ वद्-वाद्] વાજીત્રના અવાજ.

૩૫. **સુવેશી**—[ સં. सु = સારા + वेश = ટોળ-विश् = દાખલ થવું ] સારા પોશાક ધારણ કરીને.

૩૬. **ધન્યવાદ**—સં. [ धन्य = જય + वाद = અવાજ-वद् = બોલવું પ્રે૦ ભેદે ] જયજયકારનાં વચનો.

**ઘોષ**—સં. [ घुष् = અવાજ કરવો ] અવાજ.

**ગાજે**—[ સં. गर्ज् = ગાજવું ] મોટેથી સંભળાય.

૩૭. **સજ્યા**—[ સં. सज्ज = તૈયાર ] સજેલા, સણગારેલા.

**રંગ સાહિત્ય**—સં. = રંગ અને શોભાવનારા સામાનથી.

**રમ્ય**—સં. [ रम् = રમવું-રાજી કરવું ] મનને રાજી કરે એવા-મનોહર, રળિયામણા.

૩૮. **મુખ્ય ધામ**—સં. = મોટાં મોટાં શહેર અને કસ્બાઓ.

**હર્ષઘેલાં** = આનંદથી ગાંડાજેવા થઇ ગયલાં.

૩૯. **મિઠાઈ**—[ સં. मिष्ट = મિઠ્ઠા ] મિષ્ટપદાર્થ-બરફી પેંડા વ૦.

૪૦. **અનાશ્રિત**—સં. [ अन् = નહિ + आश्रित-आ + श्रि-નો ભૂ૦ કૃ૦ ] આધાર વગરના, ભૂખે મરતા.

**અન્નશાળા**—[ સં. अन्न + शाला = સ્થાન ] અનાજ રાંધીને ખવડાવવાની જગ્યા.

**પળે તૃપ્ત થૈ = તૃપ્ત થૈને પળે**—ધરાઇને ચાલ્યા જાય.

૪૧. **મોટાં સ્થળોમાં**—જીલ્લાનાં મુખ્ય શહેરોમાં.

**નામદારો**—નામાંકિત-પદવીધારી પુરૂષો.

**રાજ્યરીતિ** = રાજ્ય રંગ—રાજ્ય વ્યવસ્થાની ખૂબી.

૪૨. **રાજ્યશૈલી**—સં. = રાજ્ય વ્યવસ્થાની બાંધણી.

**પ્રબોધે**—સં. [ प्र. + बुध् ] કહી-વાંચી સંભળાવે.

**આણ**—[ સં. आज्ञा-ધા૦ ज्ञा = જાણવું ] હુકમ, દુવાઇ.

૪૩. **દારૂખાના**—ફા. [ -खाना = ઠેકાણું ] આતસબાજી.

૪૪. **હુવાઇ**-એક જાતનું દારૂખાનું જે હવામાં ઊંચે ઊડે છે.

**ગાજતો = ગાજે છે**—એ 'વર્તમાનકૃદંત' **વર્તમાન-કાળને** ઠેકાણે વપરાયલો છે.

કવિતામાં વર્ણન કરતાં જ્યાં વર્તમાનકાળમાં વર્ણન ચાલતું હોય છે ત્યાં વર્તમાનકાળને ઠેકાણે કોઇવારે વર્તમાનકૃદંત સહજ વપરાયલો દેખાય છે. કવિતામાં વર્તમાનકૃદંતનો આ એક ખાસ ઉપયોગ છે. આવે ઠેકાણે એને આગળ પાછળના કાળ જોયા વગર એકદમ—ગાજતો = ગાજતો હતો—એમ લઇ વર્તમાનભૂત કે ચાલુભૂત કહી દેવો નહિ. વખતે જ્યારે આગળ પાછળ ભૂતકાળ હોય ત્યાંજ એને આમ લેવો શોભે.

**ગેબી અવાજ**—ફા૦ = ગુપ્ત-છાનો અવાજ-ક્યાંથી થયો તે જણાય નહિ એવો.

**નિર્મ્યા**—[ સં. निर्मित नि: + मा-નો ભૂ૦કૃ૦ ] ઠરાવેલા.

**વ્યવસ્થા**—સં. [ वि + अव + स्था = ગોઠવવું ] ગોઠવણ.

૪૬. **સભાસ્થાન**—સં. [ स्था = ઊભા રહેવું ] સભામંડપ.

૪૭. **પ્રેક્ષકો**—સં. [ प्र+ईक्ष् = જોવું ] જોનારાઓ.

**પ્રવેશે**—[ સં. प्र + विश् = પેસવું ] દાખલ થાય.

**આસન**—સં. [ आस् = બેસવું ] બેસવાની જગ્યા-બેઠક.

**અન્યોન્ય**—સં. [ अन्य: + अन्य] એક બીજા-માંહોમાંહે.

૪૮. **શસ્ત્રધારી**—સં. [ शस्त्र = હથિયાર - शस् = નાશ કરવો + ધારી-धृ = ધારણ કરવું ] હથિયારબંધ સ્વારો.

**ચહુમેર**—ચોમેર-ચારે બાજુએ.

**સ્વાર**—[ ફા. अस्प = ઘોડો ] ઘોડે બેઠેલા. (સં. अश्वारूढ.)

૪૯. **મિષ્ટ માધુર્ય**—સં. = મીઠું મધુરૂં ભાષણ.

**સદાચાર**—સં. [सत् = સાચા + आचार] સારાં આચરણ.

૫૦. **ગ્રામ્ય લોકો**—સં. ગામડાના-નહાના ગામના લોકો.

**મિષ્ટાન્નપાન**—સં. [ मिष्ट + अन्न = ગળ્યું ખાવાનું + पान = પીવાનું-ધા૦ पा-पिब् = પીવું] સારૂં સારૂં ખાનપાન.

૫૨. **સ્તોત્રપાઠ ( કરે )**—સં. [ स्तोत्र = દેવોની સ્તુતિનાં પુસ્તકો-ધા૦ स्तु = વખાણ કરવા + पाठ = વાંચી જવું ] દેવોના સ્તુતિપાઠ વાંચે.

दिल्हीनो दिव्य देखाव.

**તું સ્થળે**—તારા સ્થળમાં (તું = તુજ, તારે-વિભક્તિ પર્હી).

૫૨. **પુણ્યશાળી**—[સં. पृ = પવિત્ર કરવું] પુણ્યવાન, સત્કર્મી.

૫૩. **સવેળા**—વખત સર = પહેલાં વહેલાં.

૫૪. **સૈનિકો**—સં. [ સેના = લશ્કર ] લશ્કરના ઉપરી.

**પાદ પાળા**—[ સં. पाद = પગ + पलाति-ધા૦ पलाय् = ચાલવું-નો ભૂ૦ કૃ૦ ] પગે ચાલનારૂં લશ્કર.

**સરંજામ સાજે** = સરંજામ અને સાજ સહિત ( સાહિત્યાર્થે તૃતીયા વિ૦) ઠાઠમાઠ-જોઇતી વસ્તુઓ સહિત.

૫૫. **અન્ય ઠામ**—[ સં. = ૦ સ્થાન ] બીજા-અલાયદા મુકામો.

**પડાવ પડેલા**—[ સં. ધા૦ पत् = પડવું ] મુકામ થયલા.

**વસ્યાં હોય ગામ** = જાણે નવાં ગામ વસ્યાં-હોયની તેમ.

૫૬. **શકે**—[ સં. शंके = હું શંકા કરૂં છું ] મને શંકા થાય છે કે = જાણે-જાણે કે (એ અકર્તૃક ક્રિયાપદ જેવો છે, એના કર્ત્તા તરીકે એની પછીનું વાક્ય લેવાય ).

**પેખવા**—[ સં. प्रेक्ष्-प्र + ईक्ष् = જોવું ] જોવા.

૫૭. **પાદામ્બુજે**—સં. [ पाद = પગ + अंबुज = કમળ-अंबु = પાણી + ज-જન્મેલા-जन्-जा = જન્મવું ] ચરણ કમળમાં.

**રંક સેવા** = ગરીબને છાજે એવી કાવ્યરૂપ સેવા.

**પ્રભુ પ્રાર્થતો**—સં. = પ્રભુને પ્રાર્થતો-પ્રાર્થના કરતો.

**નામનો**—નામ માત્ર, કહેવા માત્ર. ( એ વિશેષણ છે)

૫૮. **નામસંજ્ઞા**—સં. [ नामन् = નામ + संज्ञा = નિશાની-सं + ज्ञा = જાણવું ] નામથી ઓળખવાની નિશાની.

**ચિરાયુ**—સં. [ चिर = લાંબું + आयुष् ] લાંબું આવરદા.

**ચક્રવર્તિ**—સં. [ ચક્ર ગોળ-ભૂમંડળ + વર્તિ=ઉપરી સત્તા ચલાવનાર-ધા० वृत्) મહારાજા-સાર્વભૌમરાજા.

**બિરાજે**—[ સં. वि = વિશેષે + राज् = શોભવું ] બેસીને શોભે એટલે તખ્તનશિન થાય.

## દિલ્લીપદ.

૧. **દિલ્લીપદ** = દિલ્લીની-ગાદી-તખ્ત ; રાજ્યગાદીનું શહેર.

**મહાભારત** = એક મહોટું વીરરસ કાવ્ય જેમાં પાણ્ડવ કૌરવના યુદ્ધનું વર્ણન આવે છે તે. ( **આ યુદ્ધ બહુ જબરૂં ૧૮ દિવસ સુધી ચાલેલું અને અસંખ્ય પરાક્રમી પુરૂષોનો ઘાણ વળી ગયલો તે ઉપરથી-કોઇ બહુ મોટું ને અઘરૂં કામ હોય તેને ' મહાભારત કામ ' કહેવાય છે.** )

**સુજ્ઞાત**—સં. [ सु = સારી રીતે + ज्ञात = જાણીતા-ધા० ज्ञा = જાણવું-નો ભૂ० કૃ० ] પ્રસિદ્ધ.

**વિખ્યાત**—સં. [ वि = વિશેષે + ख्यात = વખણાયલી-ધા० ख्या = વખાણવું-નો ભૂ० કૃ० ] ખૂબ વખણાયલી.

**પ્રાચીન**—સં. [ प्राच् = પૂર્વનું ] આગળનું-જુનું.

**પ્રસિદ્ધ**—સં. [ प्र + सिद्ध-सिध् = પૂર્ણ કરવું ] જાણીતું.

**યુધિષ્ઠિર**—સં.. [ युधि = યુદ્ધમાં + स्थिर = ઠરેલ ] પાંચ પાણ્ડવમાંનો મોટો ભાઇ. જેને **ધર્મ** કહે છે.

**ધર્મ-આણ**—[ સં. ०आज्ञा ] સત્યની દુવાઇ.

**ધર્મરાજ**—સં. = ધર્મ પ્રમાણે વર્તનાર ન્યાયી રાજા.

૨. **પ્રેમપૂરે** ( ઝોલે )—સં. [ प्रेम-ધા० प्री = ખુશી કરવું + पूर = રેલ-ધા० पॄ = ભરવું ] પ્રેમ પ્રવાહની રેલમાં આનંદથી તરે-હેલકા ખાય છે-પ્રેમમાં લીન થઇ ગયલા છે.

**મંડળીકો**—[ સં. मंडलिक. ] ખંડિયા રાજા.

**ધર્મપાદ**—સં. = ન્યાયી રાજાનાં ન્યાયી ચરણ-પગ.

**અનુપ**—[ સં. अनुपम-अन् = નહિ + उपमा = મુકાબલો ] જેને કોઇની ઉપમા નહિ અપાય એવા-સર્વોત્તમ.

**સહાય**—સં. [ सह = સાથે + अय्-ધા० इ = જવું ] મદદગાર.

## आशिस्.

૧. **પ્રતાપ**—સં. [ प्र + तप् = તપવું ] કીર્તિ-મોટાઇ.
**સાથ**—[ સં. सार्थ = ટોળું ] મંડળ.
**નિર્વૈરિ**—સં. [ नि : નહિ + वैरि = વેરી ] = શત્રુ વગરના.
**નિશંક**—સં. [ निः + शंका ] શંકા વગરના, નિર્ભય.
**યાવત્ શશિસૂર્ય છે** = જ્યાં સુધી સૂર્ય ને ચંદ્ર રહે ત્યાં સુધી.
૧. **ઉદધિ-વારિ**—સં. [ उदधि-उदक = પાણી + धि = ખજાનો-એટલે-સમુદ્ર + वारि = પાણી ] સમુદ્રનું પાણી.
**ભૂતલધારી**—સં. = પૃથ્વીની સપાટી ઉપર ઠરીને.
**તાવત**—[ સં. तावत् ] ત્યાં સુધી.
**પ્રવાહ પ્રસ્તારી**—[ સં. प्र + वह् = વહેવું—प्र + स्तृ = ફેલાવું ] = પ્રવાહ ફેલાવીને-ચોમેર ફેલાઇને.
૧. **હિય**—[ સં. हृदय ] હૈયું.
**વિમળ વાણી વર્ષાવી** = સંતોષકારક વચનો બોલીને.
**જાળવિયું** = જાળવ્યું-જગત્‌માં પોતાનું માન ટકાવી રાખ્યું.
**ઇલાપતિ**—સં. [ इला = पृथ्वी + पति = ધણી-ધા૦ पा = પાળવું ] પૃથ્વીનો પાળનાર-રાજા.
૨. **અહિત**—સં. [ अ = નહિ + हित = લાભ ] નુકસાન.
**સર્વથી**—[ સં. सर्वथा ] સઘળી વાતે, સઘળી બાબતમાં.
૩. **મર્મ**—સં. = છૂપો ભેદ-મતલબ.
**ભૂભય**—સં. [ भू = पृथ्वी + भय = ધાસ્તી-ધા૦ भी = બીહીવું ] પૃથ્વીનો-દુનિયાના લોકોનો ભય-દુઃખ.
**સુમતિ**—સં. [ सु = સારી + मति બુદ્ધિ ] સારી મતિવાળા.
**પત્ની-રત્ન**—સં. [ पत्नी + रत्न ] પત્નીઓમાં શ્રેષ્ઠ. સર્વોત્તમ ધણીઆણી-રાજ્યરાણી.
**પ્રવાસ**—સં. [ प्र + वस् = રહેવું ] મુસાફરી-દેશાટણ.
**નૃપવર**—સં. [ नृप = રાજા—नृ = નર + पा = પાળવું-वर = श्रेष्ठ—वृ = પસંદ કરવું ] રાજાઓમાં શ્રેષ્ઠ એવા.
**નિર્મળમતિ**—સં. [ निः + मल—મેલ = મેલવગરની + मति = મન, બુદ્ધિ-ધા૦मन् = ધારવું ] શુદ્ધ બુદ્ધિવાળા,

# દ્વિતીય વિલાસ.

## ઋતુવર્ણન.

### વર્ષા—વર્ષાકાળ—શરદ્.

૧. **અંગારભર્યો**=અગ્નિએ ભરેલો, તપેલો. સમા. તૃ૦ ત૦.
**સ્વેદજવારિધાર**—[ સં. ०रा—स्वेद=પરસેવો + ज= ઉત્પન્ન થએલું + वारि=પાણી + धारा=ધાર-રેલા-ધા૦ धृ = ધરવું ] પરસેવાના પાણીના રેલા.

૨. **રૂંધન**—સં. [रुध्=રોકાવું] રોકાવું તે, સ્થિર થઇ જવું તે.

૩. **મેઘધનુષ્ય**—સં.=આકાશમાં પચરંગી ધનુષ્ય થાય છે તે.

૪. **વાતાબ્ધિ**—સં. [ वात=વાયુ + अब्धि=સમુદ્ર-अप्= પાણી + धि = ભંડાર-] વાનો સમુદ્ર-વાતાવરણ.
**દેવાલય**—સં. [ देव + आलय ] દેવમંદિર. સમા. ૫૦ ત૦.
**દેવાલયે શું......વાજે**—અલં. 'ઉત્પ્રેક્ષારૂપક.'

૫. **અભ્ર**—સં. [ अप्=પાણી + भृ=ભરવું ] વાદળાં.
**મંડુક**—સં. [मड् - સોરકરવો] દેડકા. **મોર**—[સં. मयूर].
**વર્ષાઋતુ કેરી શકે વિધાતા**—અલં. 'ઉત્પ્રેક્ષારૂપક.'

૬. **સંખ્યાવધિ**—સં. [ संख्या + अवधि=છેડો ] અસંખ્ય.
**ઉભરાતાં**—[સં. उत + भृ=ભરવું ] જથાબંધ નિકળતાં.

૭. **પંખી**—[ સં. पक्षी-पक्ष = પાંખ ] પાંખવાળાં પ્રાણી.

૮. **વિહંગમ**—સં. [ विहं = આકાશે + गम्-गच्छ् = જવું ] આકાશ તરફ જનાર-પક્ષી. સમા. ઉપ૦ ત૦.

૯. **સુરનૃપ**—સં. [ सुर=દેવ + नृप = રાજા-नृ=નર + पा = પાળવું-] દેવોનો રાજા—ઈંદ્ર. સમા. ૫૦ ત૦.
**અરિશસ્ત્રપ્રકાશ**—સં. [ अरि = દુશ્મન + शस्त्र= હથિયાર + प्रकाश-काश् = પ્રકાશવું]. સમા. ૫૦ ત૦.

૯. **બીજા ને ચોથા ચરણમાં** અલં. 'ઉત્પ્રેક્ષારૂપક' છે.

**જ્યાં જ્યાં, જાણે, શકે, શું, અને એવા શંકા કે કલ્પના વાચક શબ્દોથી, શંકા કે કલ્પના સહિત રૂપક કરવામાં આવેલું હોય ત્યાં અલંકાર ઉત્પ્રેક્ષારૂપક સમજવો. વખતે શું માત્ર પ્રશ્નાર્થદર્શક હોય ત્યાં ભૂલે આ અલંકાર લેવો નહિ.**

૧૦. **બેબાકળા**—[ सं. विह्वल. ] ગભરાઇ ગયલા.
૧૧. **ભયભીત**—सं. [ भी– ] ભયે ચોંકેલા. समा. तृ० त०.
૧૨. **જીર્ણ**—सं. [ जॄ = ઘરડા થવું–નો ભૂ० કૃ० ] જુનાં.
**પૃથ્વીગત**—सं. જમીનદોસ્ત થયલા. समा. द्वि० त०.
૧૪. **હિંસારતાં**—પ્રેમના ઉભરાથી બરાડતાં.
**ગોમહિષી**—सं. = ગાય અને ભેંસો. समा. द्वं.
૧૬. **ઉદ્ભિજ**—सं. [ उत् – ઊંચે + भिद् – ભેદવું ] વનસ્પતિ.
૧૭. **ઉદ્યમયુક્ત**—सं. [ उत् + यम् — युक्त–युज् = જોડવું નો ભૂ० કૃ० ] કામમાં મચેલા. समा. तृ० त०.
૧૮. **પંક**—सं. = કાદવ. **માર્ગરેખા**—[ सं. ०रेषा ] પગથી.
૨૦. **પર્જન્યધારા**—सं. = વરસાદનું પડવું. समा. ष० त०.
૨૧. **પૂર્ણોપકારી**—सं. [पूर्ण + उपकारि] પૂરો ઉપકાર કરનાર.
૨૨. **પ્રભાવ**—सं. [ प्र + भू = થવું ] પુષ્કળતા. જોઇએ તેટલું વરસવું. એની વિભક્તિ ‘ કેવળપ્રયોગી પ્રથમા ’ છે.
૨૩. **વિરૂપતા**—सं. [ वि–વિરૂદ્ધાર્થ દર્શક–વગરનું + रूप = સુંદરતા–ધા० रूप् = જોવું ] કુરૂપ–કદરૂપાપણું.
૨૪. **વિરૂપાઙ્ગી**—सं. [ विरूप + अंगी ] કુરૂપ શરીરવાળી. વિરૂપ છે અંગ જેનું. समा. બહુ०.
૨૫. **ગોભેંસ**—सं. [गो + महिषी] ગાય અને ભેંસ. समा. द्वं.
૨૬. **પત્રાઙ્કુર**—सं. [ पत्र + अङ्कुर ] પાંદડાંના કુમળા પીલા.
**પ્રમુદી કલોલે** = પ્રમુદીને કલ્લોલે–આનંદથી કલ્લોલ કરે.
૨૯. **ચોખુણ**—[ सं. चतुष्कोण ] ચારે ખુણે. समा. द्विगु.
**ચોંકી** = ચોંકીને (સંબંધકભૂ०કૃ०)—માપથી લીટી પાડીને.
૩૦. **ઉથાપવી**—[ सं. उत् + स्थाप् ] ઉથલાવવી. ખોદવી.
૩૧. **પોઇસ (બાપુ)**—ખસીજા–ખસીને ઉભો રહે–ખસ કે ઉભો રહે–આવું કહેવાના અર્થમાં આ શબ્દ વપરાય છે—( કદાચ फा. पो = ખસી–નહાસી જા, + इस = ઉભો રહે (=सं. स्थाधा०)–આ શબ્દો ઉપરથી નિકળ્યો હોય ? )
૩૨. **સમાન્તરી**—सं. [ सम् + अन्तरी ] સરખે છેટે આવેલા.

**૩૩. લાજ**—[ સં. लज्जा-ધા૦ लज् = શરમાવું ] શરમ.
**૩૪. તારૂણી**—[ સં. तरुण = જુવાન-ઉપરથી ] જુવાન સ્ત્રી.
**૩૭. પુણ્યધામ**—[ સં. पू = પવિત્ર કરવું ] પુણ્યનું ઠેકાણું.
**૩૮. પ્રાધાન્ય**—સં. [ धा = રાખવું ] ઉપરીપણું, શ્રેષ્ઠતા.
**૩૯. નિત્ય = નિત્યકર્મ**—સં. = પ્રતિદિન કરવાની ધર્મક્રિયા.
**ઉપાધી**—[ સં. उपाधि ] દુનિયાની ખટપટ-ચિંતા.
**૪૦. નિવૃત્ત**—સં. [ नि + वृत्त = વળેલા- ] સંસારી ચિંતાથી દૂર.
**મિથ્યાપ્રમાદી**—સં. = ખોટી મોટાઇવાળા. સમા૦ બહુ૦
**પ્રવૃત્તિ**—સં. [ प्र + वृत् ] દુનિયાદારીમાં મચ્યા રહેવું તે.
**નિમગ્ન**—સં. [ नि-मग्न – मज् ધા૦ નો ભૂ૦ કૃ૦ ] મચેલા.
**૪૧. ઇષ્ટધામે**—સં. = પોતાના માનેલા ઇષ્ટદેવના મંદિરમાં.
**૪૨. સંન્યાસી**—સં. [ सम् = સારી રીતે + न्यस् = સાથે થવું-અડકવું-नि + अस् ધા૦ ]. પોતાને સારી રીતે પરમાત્માની સાથે જે જોડે છે. જીવ બ્રહ્મની એકતાને સારી રીતે દઢાવનાર.
**આશ્રમનીમ**—[ સં. ०नियम ] એક સ્થળે રહેવાનો નિયમ.
**વિરાગી**—સં. [ वि = વિના + राग = પ્રેમ ] જેણે દુનિયાનો પ્રેમ કાઢેલો તે.
**સમદૃષ્ટિ**—સં. = સરખું ગણવું તે-સામાન્યભાવ.
**૪૩. ધ્યાનસ્થ**—સં. [ ધા૦ स्था ] ધ્યાનમાં બેઠેલા. સમા. સ૦ ત૦.
**૪૫. રૂડી રતોના શું......લહાવા ?**—એમાં અલં. 'પૃચ્છા'
**આકર્ષી**—[ સં. आ + कृष् = ખેંચવું ] પાછી વાળીને.
**રેખા બધી જેમ......માંહે**—અલં. 'દૃષ્ટાન્તોપમા.'
**૪૬. સંસ્કાર યોગે**—સં. = संस्कार એટલે કરેલાં કર્મથી જે ભાવી બંધાયલું તેના યોગ વડે-તેને લીધે.
**૪૮. તંબોળ**—[ સં. ताम्बूल ] પાન સોપારી વગેરે.
**પત્ની કરેથી**—પોતાની ધણીઆણીના હાથમાંથી.
**૪૯. રસીલા**—[ સં. रसिक ] મોજીલા, આનંદી પુરૂષો.
**૫૦. પીછોડી**—[ સં. प्रच्छाद्-छद् = ઢાંકવું ] ઓઢવાનું વસ્ત્ર.
**૫૨. છાંય**—[ સં. छाया-छद् = ઢાંકવું ] પોતાનો ઓળો.

૫૨. **સંકોચતી**—[ સં. सं-कुच् = ખેંચવું ] દબાવીને ઓઢતી.
**સંકોચતી .....સાડી**—શબ્દાલં. 'ઝડ-વૃત્ત્યનુપ્રાસ' છે.
**પ્રેરતી (દૃષ્ટિ)**—[ સં. प्र + इर् ] નજર નાંખતી.
૫૪. **થંભન**—[સં. स्तंभन-ધા૦ स्तम्भ् થોભવું ] બંધ થઇ જવું તે.
૫૮. **નાવિક**— સં. [ नौ + इक ] હોડી ચલાવનાર-ખલાસી.
**તરણી**—સં. [ तृ = તરવું ] જે તરે છે તે -એટલે- હોડી.
૫૯. **વિશ્વવારિ-વળ** — સંસારરૂપીજળ-સમુદ્રના વળમાં-
વિશ્વવારિ-સમા. કર્મધા૦. (આખો) ષ૦ ત૦. અલં. રૂપક.
**સ્વપ્રસાદ નૌકા**—સં. [ स्वप्रसाद = પોતાની કૃપા-રૂપી-
नौका = હોડી ] સમા. કર્મધા૦. અલં. રૂપક.
૬૦. **કુબ્યાજનો જેમ...સહાય**—અલં. 'દૃષ્ટાન્તોપમા' છે.
૬૫. **મૃગજૂથ**—[સં. ०यूथ] હરણનાં ટોળાં. સમા. ષ૦ ત૦.
**વ્યોમચર**—સં. [ व्योम = આકાશ + चर् = ચાલવું ]
આકાશમાં ગતિ કરનાર-પક્ષી. સમા. સ૦ ત૦.
૬૬. **અસંખ્ય**—સં. [ अ = નહિ + संख्या = ગણત્રી ]
જેની ગણત્રી ન થાય તે-અગણિત. સમા. બહુ૦.
**મુક્તા**—સં. [ मुक्त = છૂટાં-मुच् ધા૦ નો ભૂ૦ કૃ૦] મોતી.
૬૭. **અચિન્તો**—[ સં. अ + चिन्त्य-चिन्त् ધા૦ ] નહિ ધારેલો.
૬૮. **અનિષ્ટ**—સં. [ अन् + इष्ट = ઇચ્છેલું-इष् ધા૦ ] નબળું.
૬૯. **પરાગ**-સુગંધ. **સુવાસ** — સારોવાસ. સમા. પ્રાદિત૦.
૭૦. **કેલી**—સં. = રમતગમત-આનંદ. વિહાર.
**કુંજે...અપાર**—આમાં શબ્દાલં. 'ઝડ-વૃત્ત્યનુપ્રાસ' છે.
૭૧. **સૌન્દર્ય**—સં. = શોભા-સૃષ્ટિના દેખાવની સુંદર શોભા.
૭૨. **સુભાગી**—સં.=સારાં ભાગ્યવાળો. સમા. બહુ૦.
**દુર્ભાગ્ય**—સં. = નબળું નશિબ. સમા. પ્રાદિત૦.
૧૩. **વારિધિ**—સં. [ वारि + धि ] પાણીનો ભંડાર-સમુદ્ર.
**સ્વાતિકવૃષ્ટિ**—સં. = સ્વાતિક નક્ષત્રમાં થતો વરસાદ.
સમા. ષ૦ ત૦ -તેમજ- મધ્યમપદલોપી.
૭૫. **વસુધા**—સં. [ वसु = દોલત + धा = ધારણ કરવું ]
પૃથ્વી. સમા. ઉપ૦ ત૦.

## હેમંત—શીતકાળ—શિશિર.

૧. **વ્યતીત**—સં. [ वि = વિશેષે + अति = ઓળંગીને-પાર + इत = ગયલું-ધા૰ इ = જવું નો ભૂ૰ કૃ૰ ] વટી ગયલો, પૂરો થયલો—વ્યતીત થાતાં = પૂરો થતાં.

૨. **સુકાવું**—[ સં. शुष्क = સુકું-ઉપરથી ] સુકાઇ જવું.

**વર્ષાન્ત-શીતાદિ-યોગ**—સં. [ वर्षा + अंत-शीत + आदि-योग = જોડાવું તે ધા૰ युज् = જોડવું ] ચોમાસું પૂરૂં થતાં ને શિયાળો બેસતાં. સમા. ષ૰ ત૰

**નિર્મિત**—સં. = નિર્માણ થયલો, નિમાયલો. (ભૂ૰ કૃ૰ વિ)

૩. **અહંભાવ**—સં. હું એ છું એવો ભાવ, મમત્વ.

**સુખોપચાર**—સં. [ सुख + उपचार ] સુખનાં સાધન.

**સપ્રયાસ**—સં. [ स+प्रयास-प्र + यस् = યત્ન કરવો ] પ્રયત્નશીલ. સમા. અવ્ય૰.

૪. **વ્યગ્ર**—સં. [ वि+अग्र = આગલો ભાગ ] વ્યાકુળ, ઇંતેજાર.

**ગ્રામાન્તરે**—સં. ગામ છોડી બીજે કહીં જવું તેને માટે.

૫. **આવરણ**—સં. = ઢાંકણ, પડદો, અંતરપટ.

૬. **સૂર્યાસ્ત**—સં. [ सूर्य + अस्त ] સૂરજનું આથમવું-સાંઝ.

**ભાસ** = જુદા જુદા રંગના દેખાવ, રંગ.

૭. **આળેખવામાં**—[ સં. आ + लिख्-लिह् ] ઉતારવામાં.

૮. **અજાજૂથ**—[ સં. अजायूथ ] બકરીનું ટોળું. સમા. ષ૰ત૰

**પછાડી**—[ સં. पश्चात् ] પાછળ. ક્રિયાવિ૰ અ૰.

૯. **ઉચ્ચરીને**—[ સં. उत्+चर् ] બોલીને, અવાજ કરીને.

**પાયગા** = લશ્કર-સેના, ( પગે ચાલનારૂં ).

૧૦. **નિશાનારી**—સં. = રાત્રિરૂપી નારી-રાત્રિ એજ કોઇ સ્ત્રી. સમા. કર્મ. અલં. રૂપક,

**અવલોકી**—[ સં. अव + लोक् = જોવું ] નિહાળીને.

**શશાઙ્ક**—સં. [ शश = સસલું + अंक = ચિન્હ ] જેમાં સસલાના જેવું ચિન્હ દેખાય છે તે-ચંદ્ર. સમા. બહુ૰.

૧૧. **ચાંદની**—[ સં. चंद्रिका ] ૦ ચાંદરણું-ચંદ્રનો પ્રકાશ,

૧૨. **પરિવાર**—સં. [ परि + वृ = વિંટાઇ વળવું ] છોકરાં છૈયાં.
**પ્રસન્ન**—સં. [ प्र + सीद् = રાજી થવું-નો ભૂ૦ કૃ૦ ] ખુશી.
૧૩. **ચંદ્રાનના**—સં. [ चंद्र + आनन = મ્હોડું ] ચંદ્રના જેવું મુખારવિંદ છે જેનું એવી સ્ત્રી. સમા. બહુ૦. અલં. ઉપમા.
૧૪. **વિરહિણી**—સં. [ वि + रह् ] ધણીની વિયોગી સ્ત્રી.
**વિમાસતી**—સં [ विमृश् = વિચારવું ] ઉદાસી કરતી.
૧૫. **ધાતા**—[ સં. धाव् = દોડવું ] દોડતા-ઉતાવળે ચાલતા.
૧૬. **પ્રયાણ ( કરવું )**—[ સં. प्र + या = જવું ] જવું.
૧૬. **'જે વિધ…બેસે'**—એમાં અલં. 'દૃષ્ટાન્તોપમા' છે.
૧૭. **બહોળી**—[ સં. बृहत् = મોટું ] ઘણી.
**ગૃહ-અગ્રભાગ**—સં. = ઘરનો આગલો ભાગ-આંગણું.
**રાગી**—સં. [ राग = પ્રેમ ] દુનિયાની પ્રીતિવાળા-સંસારી.
૧૮. **તલ્લીનતા**—સં. [ तत् = તે + लीन = ભળીગયલા-ली ધા૦નો ભૂ૦ કૃ૦ ] તેમય—તે રૂપ થઇ જવું તે.
૨૦. **ઉદ્યુક્ત**—સં. [ उत् + युक्त-युज् ધા૦ ] ઉદ્યમમાં મચેલા.
**ગર્વપૂરીત**—સં. = ગર્વભરેલા. સમા. તૃ૦ ત૦
૨૩. **નિશામુખે**—સં. [ निशा = રાત્રિ + मुख ] રાત્રિ થતાં.
**ધૂમ્રગોટે**—[ સં. धूम्रकुट-कुट् = વિંટાળવું ] ધૂમાડાના ગોટા.
**વાતાવરણ**—સં. [ वात = વાયુ + आवरण = ઢાંકણ ]. પૃથ્વીની આસપાસ પ્રસરી રહેલી હવાનો જથો.
**આથી……તે** = આથી તેની વિશુદ્ધિ થતી સંભવે છે.
૨૪. **રાત્રિરાણી**—સં. રાત્રિરૂપી રાણી-રાત એજ કોઇ રાણી. સમા. કર્મધા૦. અલં. રૂપક. આ લીટીમાં અલં. ઉત્પ્રેક્ષારૂપક
**મુક્તમાળા**—[ સં. मुक्तामाला ] મોતીનો હાર.
૨૫. **આંગણું**—[ સં. अंगन ] ઘરનો આગલો ભાગ.
૨૬. **પ્રવૃત્ત**—સં. [ प्र + वृत्त-वृत् = વળવુંનો ભૂ૦કૃ૦] મચેલા.
૨૭. **રંગરાગ**—સં. [ रज्-रंज् ] મોજમઝા. સમા. દ્વંદ્વ.
૨૮. **પરિપક્વ**—સં. [ परि = ચારેમેર + पक्व-पच् = પકવવું-નો ભૂ૦ કૃ૦] સંપૂર્ણ-પૂરાં પાકેલાં. સમા. અવ્ય૦.

૨૯. **જે શીર્ષ** = જેનાં શીર્ષ-જેનાં માથાં-મથાળાં-ઉપલો ભાગ.
**કર્ષણુ**—સં. [ कृष् = ખેંચવું ] કણુસલાં, કસણાં.
૩૦. **પુષ્ટ**—સં. [ पुष् = પોષવું-નો ભૂ૦ કૃ૦]પોષાયલાં, ભરાયલાં.
૩૨. **અન્યોન્ય**—સં. [अन्यः + अन्य] એક બીજાને-અરસપરસ.
૩૩. **ઉરાડતાં** = ઉડાડતાં—'ઉડ્' નું પ્રેરકરૂપે વ૦કૃ૦.
**અંગેઠી**—[સં. अग्निष्ठ-अग्निस्थान ?] પોંક પાડવાની જગ્યા.
૩૪. **યજ્ઞશાળા**—સં. [ यज्ञ-यज् = પૂજવું-નો ભૂ૦કૃ૦ + शाला = સ્થાન ] યજ્ઞ કરવાનું ઠેકાણું. સમા. ૨૦ ત૦.
**પ્રજળે**—સં. [ प्र + ज्वल् = પ્રકાશવું, બળવું ] બળે છે.
૩૫. **હોત્રાગ્નિ**—[ સં. होत्र + अग्नि ] હોમ કરવાનો અગ્નિ.
**શેષાન્ન**—સં. [ शेष + अन्न ] વધેલું અન્ન સમા. કર્મધા૦.
૩૬. **અણુતૃપ્ત**—[ સં. अ = નહિ + तृप्त-तृप् = સંતોષાવું-નો ભૂ૦ કૃ૦] નહિ સંતોષાયલો, ભૂખ્યો. સમા. નઞત૦.
**અનાડી**—[ સં. अनार्य-अन् = નહિ + आर्य ] અવિવેકી.
૩૭. **યજ્ઞપ્રસાદ**—સં. [ यज्ञ + प्रसाद = કૃપા ] યજ્ઞનારાયણની કૃપારૂપ મળેલોપ્રસાદ, તેના આગળ ધરાવેલી વસ્તુઓ.
**ઉચ્છિષ્ટ**—[ उद् + शिष् = શેષ રહેલું ] અજીઠું-એઠું.
૩૮. **વધાઇ**—[ સં. वर्धमान ] વધામણી, સારા સમાચાર.
**માત્રા**—સં. [मा = માપવું-( રોગને) માપનાર-પકડનાર] રસાયન ઔષધિ-ધાતુને મારીને બનાવેલું ઓસડ.
૪૦. **રસાળું**—[ સં. रसाल ] રસભરેલું.
**સુરંગી**—સં. = સારી રંગદાર-સુંદર દેખાતી. સમા. બહુ૦
૪૧. **માતાં**—[ સં. मत्त=માતેલાં મદ્નો ભૂ૦કૃ૦ ] પોષાયલાં.
૪૨. **સંક્રાન્તિ**—સં. [ सम् = સાથે + क्रम् = જવું ] સંયોગ.
**દારૂણુ**—[ સં. दृ = ચીરવું ] ફાડી નાંખે એવી-દુઃખદાયક.
૪૩. **વિઘ્નરૂપી**—[ સં. वि = વિશેષે + घ्न-ધા૦ हन् = મારી-નાંખવું-નો ભૂ૦ કૃ૦] નુકશાનકારક.
૪૪. **તો શું ગજું...કેરૂં**—અલં. પૃચ્છા-સાથે અર્થાપત્તિ.
૪૫. **વિરૂપતા**—[ સં. वि-વિરૂદ્ધ અર્થ બતાવે છે + रूप् જોવું ] રૂપવગરના થવું તે, કદરૂપા થઇ જવું તે.

૪૬. **નરમાસ**—[ સં. નમ્ર ઉપરથી ] કોમળતા.

૪૮. **પૂરપૈસે**–પૈસેપૂર એવા–પુષ્કળ પૈસાવાળા. સમા. તૃ૦ ત૦.
**ઘી સાકરમાં**—[ સં. ઘૃત-શર્કરા ] ઘી સાકરના પદાર્થમાં. સમા. દ્વં૦. અલં. લક્ષણા.

૪૯. **અન્નરૂચિ**—સં. = ખાવાની મરજી-ભૂખ. સમા. ચ૦ત૦.
**જઠરાગ્નિ**—સં. [જઠર+અગ્નિ] પેટમાંનો અગ્નિ.
**મિષ્ટાન્નપાન**—સં. [ મિષ્ટ + અન્ન + પાન ] સારૂં સારૂં ખાવું પીવું. **મિષ્ટાન્ન**-સમા. કર્મધા૦. (આખો) દ્વં૦.

૫૧. **ઉર્ણા**— સં. = ઉન.

૫૨. **ઘટ્ટ આચ્છાદન**—સં. [ ઘટ્ = જાડું કરવું, છદ્ = ઢાંકવું ] જાડી છાએલી–ઢાંકેલી જગ્યા, છાપરી–મઢુલી–માંડવા.

૫૩. **વાર્તાવિનોદી**—સં. = વાતમાં આનંદ લેનાર. સ૦ત૦.

૫૬. **ભૂગોળ**—સં. પૃથ્વીનો ગોળો-પૃથ્વી મંડળ.
**ભવ્ય**—સં. પ્રૌઢ સુન્દર, ઘણું મોટું સુશોભિત.

વસંત—ઉષ્ણકાળ—ગ્રીષ્મ

૧. **વિશ્રાન્તિ**—[ સં. વિ + શ્રમ્ = વિશ્રામ લેવો ] આરામ.

૨. **વિસારી-દે**—[ સં. વિ + સ્મૃ = ભુલી જવું ] ભુલી જાય.

૫. **વિહંગમ**—સં. [ વિહં = આકાશ તરફ + ગમ્ = જવું ] આકાશે ગતિ કરનાર–પક્ષીઓ. સમા. દ્વિ૦ ત૦.
**વાતામ્બુધિ**—સં. [ વાત = વાયુ + અંબુધિ = દરિયો– અંબુ = પાણી + ધિ = ભંડાર ] વાનો દરિયો–વાતાવરણ.

૭. **જોડું**—[ સં. યુગ્મ–યુક્ત–યુજ્ = જોડવું ] નર અને માદા.
**અળગાં**—[સં. અલગ્ન–અ = નહિ + લગ્ = લાગવું] જુદાં.

૯. **હુતાશની**—સં. [હુત = હોમેલું + અશન = ખાવાનું] હોળી. હુત દ્રવ્ય છે અશન જેનું. સમા. બહુ૦.
**દીપાવળી**—સં. [ દીપ = દીવા + આવલી = હાર ] દીવાળી. એપ્રસંગે લોકો દીવાની રોશની કરેછે તે ઉપરથી.

૧૦. **કિંશુક**—સં. [ કિં = શું + શુક = પોપટ–શું પોપટ? એવી શંકા ઉપરથી–કારણ એના ફુલનો આકાર પોપટની ચાંચ જેવો તેથી ] કેસુડીનું ઝાડ.

૧૧. **ગુલાબ**—फा. [ गुल = ગુલાબનું ફુલ + आब = પાણી ] ગુલાબ—એ ફુલ અને ગુલાબજળ બેને માટે વપરાય છે.

૧૨. **સંગીત**—सं. [ सं + गै = ગાવું ] વાજીંત્ર સાથેનું ગાયન.

૧૬. **પિઠ**—[ सं. पीठ = કંઇ વસ્તુનું તળિયું—આસન—રહેવાનું ઠેકાણું ઉપરથી ] વેચવાનું ઠેકાણું.

૧૭. **ઉપાસક**—सं. [ उपास् = પૂજવું ] ઉપાસના કરનાર.

૨૦. **મિષ્ટ-મૃદુ**—મીઠાં અને કોમળ—નરમ.

૨૧. **સંતપ્ત**—सं. [ सम् = સારી રીતે तप्त—तप् = તપવું—નો ભૂ० કૃ० ] ખૂબ તપેલાં.

**વાદળાં**—[ सं. वार् = જળ + दल = જથો.] મેઘમાળા.

૨૪. **ખુવારી**—[फा. ख्वार = પાયમાલ થયલો ] પાયમાલી.

**હિંડોળી**—[ सं. हिन्दोल = હિંચકો ] હિંચકા ખાઇને.

૨૭. **શીતામ્બુધારા**—सं. [ शीत = ટાઢું + अंबुधारा = પાણીની ધાર] આખો समा. ष० त०. शीताम्बु—કર્મધા०.

**અસ્વસ્થતા**—सं. [ अ = નહિ स्वस्थ—स्व = પોતાનામાં + स्थ = રહેલું—ધા० स्था] અકળામણ—બેચેની.

૨૮. **વ્યાકુળવેશી**—[सं. वि + आ + कुल + वेशी = વેશવાળા—દેખાવવાળા—ધા० विश् = પેશવું ] બેબાકળા દેખાતા.

**પંચાગ્નિ**—सं. [ पंच = પાંચ + अग्नि = તાપ ] ચાર બાજુએ સળગાવેલી ધૂણી અને ઉપરનો સૂર્યનો તાપ મળી—પાંચ અગ્નિ. समा. કર્મધા०.

૩૦. **જીભ**—[ सं. जिव्हा ] સ્વાદ પારખવાની ઈંદ્રી, રસના.

૩૧. **ખેચરો**—सं. [ खे = આકાશે—चर् = ચાલવું ] આકાશમાં ગતિ કરનાર—પક્ષી. समा. સ० ત० (અલુક્).

૩૨. **નિર્વારિ**—सं. [ निः નહિ + वारि = પાણી ] પાણી વગરનો. समा. બહુ०.

૩૩. **મૃગવારિ**—सं. [मृग = હરણ—मृग् = શોધવું + वारि ] હરણને લલચાવનારૂં પાણી—મૃગજળ. समा. મધ્યમ०.

**પાન**—સં. [ पा–पिब् = પીવું ઉપરથી ] પીવાની વસ્તુ. **પાણી** એ મુખ્ય પીવાની વસ્તુ માટે આ ધાતુ ઉપરથી નીકળેલો એ શબ્દ જળને માટે ચાલ્યો.

૩૪. **સુધામ્બુ**—સં. [ सुधा = અમૃત + अंबु = પાણી ] અમૃતજળ. સમા. કર્મધા૦.

**મોક્ષતૃષા**—સં. [ मोक्ष = મુક્તિ + तृषा = તરસ ] મોક્ષરૂપી તરસ. સમા. કર્મધા૦. અલં. રૂપક.

૩૬. **મહાત્મ**—[ સં. माहात्म्य ] મોટાઇ. (ભાવવાચકનામ)

૩૭. **સાધુજન**—સં. [साध्=પરિપૂર્ણ કરવું, जा–जन्=જન્મવું]. જેઓ સાધુ (સદાચરણી) પુરૂષ હોય તે. સમા. કર્મધા૦.

**પરમાર્થ**—સં. [ परम = મોટું + अर्थ = હેતુ, કામ ]. ઊંચામાં ઊંચો ઉદ્દેશ-મોક્ષ પ્રાપ્તિનું સાધન. સમા. કર્મધા૦.

૩૮. **નિરાહાર**—સં. [ निः = નહિ + आहार = ખાવું ] ખાધા વગર રહેનારા, અપવાસી.

૩૯. **સાધન**—સં. [ साध्=પરિપૂર્ણ કરવું ] જેણે કરીને કંઇ કાર્ય સધાય-થાય તે.

**વેદપુરાણ**—વેદ ૪ અને પુરાણ ૧૮ છે. સમા. દ્વંદ્વ.

૪૪. **સ્વાર્થી**—સં. [ स्व + अर्थी ] પોતાનો હેતુ સાધનારા.

૪૮. **સંધ્યા**—સં. [ संधि =જોડવું ઉપરથી દિવસ અને રાત્રિની સંધિનો વખત ] સાંઝ.

૪૮. **સુરભીજૂથ**—[ સં. ०यूथ ] ગાયનાં ટોળાં. સમા. ૫૦ ત૦.

૪૯. **સુએ**—[ સં. शि–शय् = સુવું ] શયન કરે. ઉંઘે.

૫૧. **તરૂવર**—સં. [ तरु = ઝાડ + वर = શ્રેષ્ઠ-ધા૦ वृ = પસંદ કરવું ] ઝાડોમાં શ્રેષ્ઠ-મોટું ઝાડ. સમા. સ૦ ત૦.

**આશ્વાસતાં**—[ સં. आ + श्वस्] આસના વાસના કરતાં.

૫૩. **આકર્ષતા**—[ સં. आ=તરફ कृष्=ખેંચવું ] ખેંચતા.

૫૪. **લીલાં**—[ સં. नील=લીલા રંગનું ] તાજાં લીલા રંગનાં.

**ઉપજાવે**—[ સં. उत्पन्न = પેદા થએલું ]. ઉત્પન્ન કરે.

૫૬. **સિંચે=સંચે-સાંચે**—[સં. सं=સાથે+चि–चय्=એકઠું કરવું ] એકઠું કરે.

૬૦. **વર્ષાતણા...વાજે**—એમાં શબ્દાલં. 'ઝડ-વૃત્ત્યનુપ્રાસ' છે.